૨૭૮૪

# ચંદન મલયાગરી નાટક.

ચાર અંકમાં.

કેટલાએક ગાયનોના વધારા તથા સુધારા સાથે.

દોહોરો.

ક્યાં ચદન ક્યાં મલયાગરી, ક્યાં સાગેર ક્યાં નીર;
જેમ જેમ પડે વિપતડી, તેમ તેમ સહે શરીર.




ચોથી આવૃત્તિ.



મુંબઈ:—સુબોધપ્રકાશ પ્રેસમાં છાપ્યુ છે.

સને ૧૮૮૫. સવત ૧૯૪૩.

કીમ્મત ચાર આના.

## ચેતવણી.

२७८४

# चंदन मल्यागरी नाटक.

## નાટક પાત્ર.

કૃષ્ણ
રાની } દેવતાઓ.
શાંત

ચંદન..............ચંદનાવતીનો રાજા.
મલ્યાગરી .........તેની રાણી.
સુનંદા ............તેની દાસી.
સાયેર અને નીર...તેના પુત્રો.
પ્રધાન ............ચંદન રાજાનો.
પુંદરીક............પાંડુવ દેશનો રાજા.
સરદાર ............રાજા પુંદરીકનો.
રામશીંગ .........મઈનાવતી નગરીનો રાજા અને ચંદન [ રાજાની માસીનો પુત્ર.
પ્રભાવંતી .........તેની રાણી.
રતનસીંગ .........તેનો પુત્ર.
જેદેવશા .........સાયેરને ઢેડના હાથમાંથી ફારીદેતા છોડવનાર.
ઢોકલસીંગ.........અચલાકપુરીનો રાજા.
ઢોકલસીંગની પુત્રી.સાયેરની સ્ત્રી.
સુખદેવ .........નરપતપુરનો રાજા.
સુખદેવની પુત્રી...નીરની સ્ત્રી.

એ સિવાયે-વિદુષક, દરબારીઓ, ખજાનચી, કંચનીઓ, ખાસદાર, દ્વારપાળ, ગોર, નરપતીઓ વણજારો, તવો. લશ્કરો, માલી, બીજા રાજાઓ, મચ્છીમારો, ઢેડ, ચોપદારો, વગેરે, વગેરે, વગેરે.

## આખી મંડલી ઇશ્વર પ્રાર્થના કરે છે.

### ઝીંઝોટી--ઠુમરી.

( વિનતી ધરજો ધ્યાન સજન સૌ ) એ રાહ.

કૃપા કરો ભગવાન, પ્રભુજી કૃપા કરો ભગવાન;
છઈએ હમે નાદાન, પ્રભુજી કૃપા કરો ભગવાન—ટેક.
આપ સત્તાથી કામ આરંભ્યું, તેથી મળે બહુ માન—પ્રભુજી.
દસ દીશાએ નામ અવીચળ, છો સર્વે ગુણવાન—પ્રભુજી.
ધન સુખ સંપતી અવીચળ આપો, આપો શુદ્ધ જ્ઞાન—પ્રભુજી.
"લ્હેરી" તમને વંદન કરેછે, રાખે છે તમોપર ધ્યાન-પ્રભુજી.

## બીજી ઇશ્વર સ્તુતિ.

### ઉપલી રાહે.

છો તમે દીન દયાલ--પ્રભુજી છો તમે દીન દયાલ--ટેક.
નારદ શારદ શીવ બ્રહ્માદિ--તમને ભજે ત્રેકાળ—પ્રભુજી.
નામ તમારૂં મુખથી લેતાં—છુટે જગત જંજાલ--પ્રભુજી.
પતીત પાવન અધમ ઓધારણ—નામ છે પરમ રશાલ—પ્રભુજી.
તમને જાણ્યા વિન જીવ ભટકે—સ્વર્ગ મૃત્યુ પાતાલ—પ્રભુજી.
જે જન શરણે આવે તમારે—તેની કરો પ્રતિપાળ—પ્રભુજી.
પારસ સ્પરષે થાયે કંચન--જેમ ધાતુ તતકાળ--પ્રભુજી.
આશા પુરણ કરજો હમારી—જાણીને નીજ બાલ--પ્રભુજી.

# चंदन मल्यागरी नाटक.

## અંક ૧ લો–પ્રવેશ ૧ લો.

### સ્થળ–રાજ દરબાર.

( પ્રધાન, દરબારીઓ, વિદુષક તથા કંચનીઓ બેઠેલાં છે ત્યાં રાજાનું આવવું. )

**ચોપદાર**—રાજા ધીરાજા ચંદનરાય માહારાજને ઘણી ખંમા !

( રાજાનું આવીને આસને બેસવું. )

**વિદુષક**—વિદુષક માહારાજને ઘણી ખંમા !

**ચંદન**—પ્રધાનજી, આપણા નગરના લોકો કેવી સ્થીતિમાં છે અને સર્વે રૈયત સલાહ શાંતીથી વર્તે છે કે નહી ?

**પ્રધાન**—માહારાજ આપણા રાજમાં પ્રાણીમાત્રનું પણ સત્યમાંજ વર્તન છે.

**ચંદન**—અએ મારી ગાનારીઓ, આજે તમે એવું ગાયન કરો કે જેથી મારા જીવને અત્યંત ખુશી પેદા થાય ?

**કંચનીઓ**—બહુ સારૂ માહારાજ.

### જીલા–ઠુમરી.

( જલ ભરન જાત જમનાકે ઘાટ ) એ રાહ.

ધન્ય ધન્ય તું રાજા ચંદન, ધન્ય ચંદનાવતી નગરી તારી—ટેક.
ઈનસાફ અદલ સતવાદી છો, સર્વે રૈયતને સુખકારી—ધન્ય.

જગમાં જશ ગાયે નારી નર. પ્રતાપ તમારો છે ભારી—ધન્ય.
સુખ છે રાજા ઇંદર જેવાં, હું વારી વારી જાઉં બલીહારી—ધન્ય.

**ચંદન**—પ્રધાનજી, આ કંચનીઓએ કેવું સારૂં ગાયું છે!

**પ્રધાન**—માહારાજ હા! બહુ સારૂં ગાયેન કર્યું છે, જે સાંભળવાથી સર્વે અત્યંત ખુશી થયા છઈએ.

**ચંદન**—પ્રધાનજી, એ કંચનીઓને હુકમ કરો કે એક બીજુ સારૂં ગાયેન ગાઈ સંભળાવે?

**પ્રધાન**—અએ કંચનીઓ? તમારા કોકીલા સરીખા મીઠા સ્વરથી એક એવું બીજુ ગાએન કરો, કે જેથી તમારા ભાગ્યનો ઉદય થયો જાણો?

**કંચનીઓ**—સારૂં માહારાજ.

## ઝીંઝોટી-ગજલ.

( ગઈ એક બ એક જો હવા પલટ. ) એ રાહ.

વાહે વાહે રાયજી. મુજપર દયા મોટી કરી;
શું વખાણું જશ તમારા. જગતમાંહી છે ભારી—ટેક.
કોઈ નથી પાછો ફર્યો, જાચક તમારે દ્વારથી;
સર્વના ઉમેદ પુરી થઈ, છે તમો આગળ ખરી—વાહે.
સંપદા છે કુબેરસમ. દાની બીજો જાણે કરમ;
સતવાદી ધર્મના સ્તંભ છો, પ્રસન તમોપર શ્રી હરી—વાહે.
રાજ અમર રહો તમારૂં, તેજ જગમાં તપો;
નાશ થાજો જે કોઈ, જગમાં તમારો હોય વેરી—વાહે.
સર્વે ગુણ ભંડાર છો, ઉપમાં કહણ હું શું કહું;
રેહેમ રુજ ઉપર કરો, જાણે તમારી કીંકરી—વાહે.

**ચંદન**—પ્રધાનજી? એ કંચનીઓએ મારા મનને હદ કરતાં પણ વધારે ખુશી કીધું છે તેના અવેજમાં પચીસ હજાર મોહોર આપો?

**વિદુષક**—હો હો! મારા બાપરે આટલા બધા! રૂપીઆ! પચીસ હજાર! કંચનીઓનાં નશીબતો ફાટી ગયાં! (જાય છે.)

**પ્રધાનજી**—બહુ સારૂં માહારાજ.

**ચંદન**—અએ માહારા સરદારો? હવે રાત્રી ઘણી વિતીત થઈ અને મને પણ ઊંઘ આવે છે માટે કચેરી બરખાસ્ત કરો?

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રસ્તો.

(શનીનું વિચારમાં પડવું અને શાંતદેવનું આવવું.)

**શનીદેવ**—(વિચાર કરે છે) હું રાજા ચંદનને આજે બારમી રાશે બેઠો છું, હવે મારે એને દુઃખ દેવું જોઈએ, પણ રાજા સત્યવાદી છે તેથી મને એના ઉપર દયા આવે છે, પણ જો એને હું દુઃખ ન દઊં તો ઇશ્વરની કીધેલી જે નીતી છે, તેને અલોપ થઇ જાય છે. (એટલામાં શાંતદેવ આવે છે.)

**શાંતદેવ**—કેમ સનીદેવ? શું વિચારમાં પડ્યા છો?

**સનીદેવ**—શાંતદેવ! આજે હું મોટા વિચારમાં પડ્યો છું કે જેથી મારા શરીરની પણ શુદ્ધિ રહી નથી.

**શાંતદેવ**—સનીદેવ, એવો તે શું વિચાર છે! મને કહોતો ખરા!

**સનીદેવ**—શાંતદેવ? સાંભલો. આજે રાજા ચંદનને હું બારમી રાશે બેઠો છું, ને રાજા સત્યવાદી છે હવે જો હું તેને દુઃખ ન દઊંતો, ઈશ્વરની જે નેત છે તે તુટી જાય છે; અને એવા ધર્મા-

ત્માં પુરૂષને દુઃખ આપવા માટે મારા હૃદયમાં મને અત્યંત ખેદ થાય છે.

**શાંતદેવ**—સનીદેવ, દયા લાવી પરમાત્માની નેત તોડવી એ મોટા પુરૂષને ન ઘટે; જુવો તો ખરા નેતને માટે ફરસરામે પોતાની માતાને મારી નાંખી ને એકવીસ વાર નક્ષેત્રી પૃથ્વી કરી, વળી નેતને માટે શ્રીકૃષ્ણ ભગવાને પોતાનો જે યાદવકુળ તેનો સંહાર કર્યો, ને નેતને માટે અર્જુને પોતાના ભાઇ કૌરવ તેનો વધ કર્યો માટે નેત કેમ મુકીએ ?

**સનીદેવ**—શાંતદેવ, તમે જે કહ્યું તે ખરૂં છે; હવે મારો પણ એવોજ વિચાર છે કે ગમે તેમ થાઓ પણ ઈશ્વરની નેતને તો તોડવીજ નહી.

**શાંતદેવ**—બહુ સારૂં ત્યારે સનીદેવ, નમસ્કાર છે, હું જાઊં છું.

**સનીદેવ**—શાંતદેવ સારૂં, પધારજો નમસ્કાર છે.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ–રાજ મહેલ.

( રાજા ચંદન તથા મલ્યાગરી સુતા છે, અને આકાશ માર્ગેથી સનીદેવ વઈમાનમાં બેસી આવે છે. )

### બરહુનસ–ગજલ.

( ગર હમને દીલ સનમકુ દીયા ફીર કીસીકુ ક્યા ) એ રાહ.

**સનીદેવ**—શું ઘેનમાં ઘેરાએ રાજા ? થાની તું હોંશીઆર;
હું વાત જે પુછું તેનો તું, જવાબ દે નીરધાર—ટેક.
કહેતો પડું હમણા તુજપર, કેહેતો ઘડપણ માંહી;
જે પાપ પેલેભવ કર્યા તે, ભોગવો આ વાર—શું ઘેનમાં.

જેવાં જેવાં કર્મ કરે, કોઇ જે જગતમાંહી;
તેવાં તેવાં ફળ આપે, જગતનો આધાર--શું ઘેનમાં.
ભોગવ્યા વિન પાપનું ફળ, છુટશો નહી;
આ વાતનો ઉત્તર કહો, મનમાં કરી વીચાર--શું ઘેનમાં.

**ચંદન**—( એવો અવાજ સાંભળી રાજાનું ચમકીને ઉઠવું અને રાણીને પુછવું ) ઉઠ! ઉઠ! પ્રીયા! જો! જો! આ ગેબી અવાજ એકાએક ક્યાંથી થયો!

**મલ્યાગરી**--પ્રાણનાથ, સુઈ રહો, વળી અવાજ તે ક્યાંથી થશે, એતો તમને સ્વપનું આવ્યું હશે.

ઉપલી રાહે.

**સનીદેવ**--શું ઘેનમાં ઘેરાએ રાજા, થાની તું હોંશીઆર;
હું વાત જે પુછું, તેનો તું, જવાબ દે નીરધાર—ટેક.

**ચંદન**--(ગભરાઈને) નારે ના! સ્વપનુ તો કેમ હોય! ( ઊંચી નજર કરી જોય છે એટલામાં સનીદેવ નજરે પડે છે. ) અરે! જો જો! અંત્રીક્ષથી કોઇ દેવતા આપણે ત્યાં આવ્યા હોય એમ લાગે છે! ( હાથ જોડીને ) એ કૃપાનાથ, તેત્રીસ કરોડ દેવતા છે તેમાં તમો કીયા દેવતા છો તે કૃપા કરી મને કહો, મારા મોટાં ભાગ્ય ઉદય થયાં જે આજ તમારા દરશણ થયા.

**સનીદેવ**--અએ સત્યવાદી રાજા ચંદન, હું સનીદેવ છું, અને આજે હું તને બારમી રાશે બેઠોછું, માટે તને ભારે દુઃખ ભોગવવું પડસે, તું સત્યવાદી રાજા હોવાથી હું તને પુછવા આવ્યો છુ કે તું હમણા ભોગવીસ કે ઘડપણમાં?

**ચંદન**--માહારાજ, એ વાતનો ઉત્તર હું મારી પ્રીયાને પુછીને કહુંછું

**સનીદેવ**--સારૂં રાજા, સારૂં.

**ચંદન**—ઓ મારી પ્રાણપ્રિયા, હવે આપણે સનીદેવને શું જવાબ આપીએ!

**મલ્યાગરી**—સ્વામીનાથ હમણા જે દુ:ખ આપણા ઉપર પડસે તે સહન થસે, અને ઘડપણમાં તો રાઈ જેટલું દુ:ખ પડસે તો તે સુમેરી સરખું લાગસે, માટે જુવાનીમાંજ ભોગવી લઈએતો ઠીક, જુવો, મારોતો એવોજ વિચાર છે પછી તો આપની મરજી.

**ચંદન**—હા પ્રીયા, ખરી વાત તેં કહી, મારો પણ એવોજ વિચાર છે, ત્યારે હવે હું એમજ કહું છું.

**પરજ–ચોપાઈ.**

સત્ય કહું છું શની માહારાજ, મારા શીરના છો તમે તાજ;
હમણા દુ:ખ પડો હમપર, રાખનાર છે સત્ય ઈશ્વર.
તેમાં કોઈનું જોર ન ચાલે, નીશ્ચે થાસે લખ્યું જે આ ભાલે;
માટે હું તોરે બીતો નથી, સત્ય વાત કહુંછું રે કથી.

**શનીદેવ**—ઠીક, ઠીક, રાજા બહુ સારૂં હવે હું જાઊંછું.

**ચંદન**—વારૂ દેવ, સુખેથી પધારો, તમોને મારા નમસ્કાર છે.

# પ્રવેશ ૪ થો.

## સ્થળ–રસ્તો.

( પાંડુવ દેશનો રાજા પુંદરીક પોતાનું લશકર લઈ ચંદનાવતી જીતવાને આવે છે. )

**બરહન્સ–રાગ.**

( અલેકૂસે તું યાદકર અલ્લાહકુ આદમ. ) એ રાહ.

**લશકર**—ચાલોની સૌ ચાલો તમે લડવાને આ વાર;
મારી કાપી દુશ્મનોનો, કરીએ જઈ સંહાર—ટેક.

કોઈને મારો તેગ તબર, કોઇને તરવાર;
કોઈને મારો તીર ભાલા કોઈને કટાર—ચાલોની.
થઇ છે સામા સામી હવે, થાઓની હોંશીઆર;
પકડોને જાવો પકડો હવે, કરવો શો વીચાર—ચાલોની.
વજાડો વાજા જંગના, મારી કરો બેજાર;
ફતેહ સદાછે આપણી, ને દુશ્મનોની હાર—ચાલોની.
ચઢીને કીલ્લા ઉપરે, દરવાજા તોડો યાર;
જઈને શેહેરમાંહી લુટો, હાટને બાજાર—ચાલોની.

(રાજા પુંદરીકના સરદારને રાજા ચંદનનો દ્વારપાળ મળે છે અને વાતચીત થાય છે.)

**સરદાર**—અએ દ્વારપાળ, તારા રાજા ચંદનને જઈને કહે કે મારી સાથે લડાઈ કરે, નહી તો શેહેર મુકીને ચાલ્યો જાય એવો મારા રાજા પુંદરીકનો સંદેસો કહે?

**દ્વારપાળ**—વાહ સરદાર! વાહ! બહુ બડાઈની વાતો કરવા માંડી છે, તમારૂં મોત આવ્યું છે કે શું?

**સરદાર**—ઓ મુરખ, અમારૂં મોતતો આવસે ત્યારે, પણ કેહેતો હોય તો, તને હમણા મજા બતલાવું?

**દ્વારપાળ**—અરે ઓ મચ્છર, તું મને શું મજા બતાવશે, હું કેવાં કેવાં શેહેર ફર્યો છું તે તું સાંભળ? શેહેર આગ્રા, ઇંદોર, કાનપુરને કાશી; દીલ્લીને લખનો વળી દતીઆને જાંસી; કલકત્તા, બંગાલા મદ્રાસ અને હફસાન; તુર્કને તાતાર દેશ; કાબુલે, ઈરાન, ફ્રાન્સ અને પૅરીસ, વળી રૂશીઆ, લંડન; કચ્છ, સીંધ, ચાંદબીનું નગ્ર, ને ઉજ્જન; જેપુર, જોધપુર, જુનાગઢ, ઇંદોર, થઈ, નાશક, પુના સેતારાથી આવ્યો છું અહીં; એવાં એવાં તો હું

હજારો શેહેર ફર્યો છું, હું કેવો સીંહ જેવો છું ત્યારે તું શીયાલનું શું ચાલનાર છે! ( સરદાર તેને મારવા જાય છે અને દ્વારપાળ બુમ પાડતો નાસી જાય છે. )

## પ્રવેશ ૫ મો.

### સ્થળ-ચંદનની દરબાર.

( પ્રધાન દરબારીઓ વિદુષક વગેરે બેઠેલા છે અને રાજા આવે છે. )

**ચોપદાર**--રાજા ધીરાજ ચંદનરાય માહારાજને ઘણી ખંમાં!

**વિદુષક**--વિદુષક માહારાજને ઘણી ખંમાં!

**ચંદન**--પ્રધાનજી, આજે મારું ડાબું અંગ અને ડાબું નેત્ર ફરકે છે એતે શું!

**પ્રધાન**--માહારાજ, એ માહા અપશુકન છે, આજ મને પણ ઘેરથી આવતા હરણ દાબા ઉતર્યા હતાં, ભેરવ કલકલતી હતી. સામેથી લાકડાનો ભારો મળ્યો હતો, વળી ધોબી મેલાં કપડાં લઇને જતો હતો, એવાં એવાં માઠાં શુકન થયા હતાં; માટે આજ ઇશ્વર જાણે શું ઉત્પાત થવાનો છે, તે કાંઇ હું કહી શકતો નથી. ( એટલામાં દ્વારપાળ આવે છે. )

### ગીલા-મસનવી.

(અરે ઓ પરી સબ્જ ઓ બેહયા.) એ રાહ.

**દ્વારપાળ**--ફરીઆદ ફરીઆદ છે રાયજી;
લડવાને રાય પુંદરીક આવ્યો સહી--ટેક.
છે અગણીત લશ્કર નહી જેનો પાર;
તે આવીને ઉભો છે કીલ્લાની બાહાર--ફરીઆદ.

બહુ ઝુમો પાડે છ મચાવે છે સોર;
જણાવે છે પોતાનું જબરૂં એ જોર—ફરીઆદ.
કહું મુજને કર તારા રાજાને જાણ;
મુકી નમ્ર બાહાર લઈ નીકલે પ્રાણ—ફરીઆદ.
તે માટે માહારાજ થાઓની તૈયાર;
કરો હુકમ લશ્કરને લડવા આ વાર—ફરીઆદ.

વિદુષક—(ટટાર થઇ) અરે હું કેવો લડનાર બાહાદર છું? (બોલી રહ્યા પછી ખાસદાર આવે છે.)

ખાસદાર—ગરીબ પરવર, આપણી નવી ઘોડસાળ એકાએક તુટી પડી! ને બધા ઘોડા ડબાઇ ગયા તેમાંથી કેટલાએક જખમી થયા છે. અને બાકીના મરણ પામ્યા છે!

વિદુષક—ઓ મોહોકાણ! સનાનના સમાચાર લાવ્યો કે?

ચંદન—(ઉતરીને) વારે દૈવ, તારી ગતીનો કાંઈ પારજ નથી! વારે સમો પણ હોય, આવા સમામાં જે ધીરજ ધરે તેજ ધીર પુરૂષ કહેવાય. માટે ધીરજ હું કેમ મુકું! પ્રધાનજી! તમો લશ્કર લઈને કીલ્લા ઉપર જાઓ! હું મેહેલમાં જઈ હમણા આવુંછું!

વીદુષક—હું પણ ત્યારે મારા ઘરમાં જઇને આવુંછું.

પ્રધાન—બહુ સારૂં માહારાજ, જેવી આપની આગ્ના.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—રસ્તો.

(પ્રધાન વિચાર કરેછે એટલામાં દ્વારપાળ આવેછે.)

પ્રધાન—ઓ ઇશ્વર! આ એકાએક લશ્કર ચઢી આવ્યું, હવે તે હું શું કરૂં! (દ્વારપાળ પછાડીથી આવીને કહેછે.)

દ્વારપાળ—ઓ પ્રધાનજી? તમે ગભરાવછો સાને માટે? ચાલો ચાલો, જલદી? હું આવો શુરવીર તમારી સાથે છતાં શું ફીકર છે?

પ્રધાન—અરે મુરખ, હું તો મારા વીચારમાં પડયોછું. અને તને મશકરી સુજેછે.

દ્વારપાળ—ઓ પ્રધાનજી, એ માટે વિચાર સાનો કરવો હતો? અરે હું કેવો છું?

બેત.

મારે તેની પાછળ ચાલું, ભાગે તેની આગલ થાઊં;
કદી લડાઈ શરૂ થયતો, બુમો પાડી નાસી જાઊં.
પુર્વમાંથી બુમ પડેતો, પશ્ચીમ દીશામાં ઊભો રહું;
દક્ષીણમાંથી આવે લશ્કર, તો હુ વાટ ઉત્તરની લઊં.
માખી મારૂં પાંખો તોડું, દાંતે માખણ ચાવી ખાઊં;
સે. મુઠીથી પાપડ ભાગું, એવો રજપુત હું કેહેવાઊં.
નાના બાળક બુમો પાડી, રડતા હોયતો કદી ન બીઊં;
તરસ વધારે લાગી હોયતો, બેચાર લોટા પાણી પીઊં.

દ્વારપાળ—અરે આવો હું પેહેલવાન તમારી સાથે છતાં તમો શામાટે બીઓછો?

પ્રધાન—અરે દુષ્ટ, આવા સમામાં તું પણ કઠણ શબ્દ સંભળાવે છે. હું જાણુંછું કે તું તે દુશમનનો મેલાપી છે માટે જા અહીંથી? નહીતો આ તરવારથી તારૂં માથું કાપી નાંખીશ!

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—રાજમેહેલ.

( રાજા ચંદનને કચેરીમાંથી આવતાં અસુર થવાથી મલયાગરી દાસીને પુછેછે એટલામાં ચંદન આવેછે. )

મલયાગરી–દાસી ! દાસી ! ( દાસી આવેછે. )

દાસી–બાઈસાહેબ શી આજ્ઞા છે !

મલયાગરી–જોની હજુ સુધી મારા પ્રાણનાથ કચેરીમાંથી કેમ નથી આવ્યા ! ( ગભરાઈને ) અરે ! આજે મારૂં જમણું અંગ કેમ ફરકે છે ! રખેને કાંઇ અપશુકનની નીશાની તો ન હોય !

દાસી–બાઇસાહેબ, ધીરજ ધરો તે હમણા આવતા હસે; અરે! જુવો ! જુવો ! પેલા સામેથી આવે છે.

મલયાગરી–( આલીંગન કરેછે ) કેમ પ્રાણનાથ ! તમને કચેરીમાંથી આવતા આટલી બધી વાર લાગી!

ચંદન–પ્રીયા. આપણો દીવસ હવે ઉલટો આવ્યોછે ! આપણાં કીલ્લા ઉપર લસ્કર એકાએક ચઢી આવ્યું છે. માટે હું લા જાઊંછું !

મલયાગરી–( રડીને ) અરેરે પ્રાણનાથ ! આતે શું થયું ! અને હવે તે શું થશે!

ચંદન–પ્રીયા, તું શોક શા માટે કરેછે, જરા ધીરજ ધરી, ઈશ્વર ઉપર ભરોસો રાખ કે તે આપણને સહાય કરસે.

મલયાગરી–અરેરે પ્રાણનાથ ! આ શેહેરનું ગમે તેમ થાઓ ! પણ હું તો તમને નહી જવા દઉં !

ચંદન–પ્રીયા તું તો છેક ઘેલી થઇછે ( પોતાની સ્ત્રીને દીલાસો આપી જાયછે. )

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—આગલું જંગલ.

( રાજા પુંદરીકનું લશ્કર ગાતું ગાતું આવે છે. )

### ઝીંઝોટી—હ્યદશે

( વીદા થાએ, વીદા આવો રાજશ્રી મારે ) એ રાહ.

**લશ્કર**—સુરા જન તન મનથી સૌ ચાલો,
શત્રુઓને આપણે. મારી કાઢી કાઢો—ટેક.
હીંમત રાખજો સૌ, અસુરને હંફાવીએ બહુ;
શું એની છે મગદુર, હીંમતે લલકારો—શુરા.
કીધાં છે આપણે હેરાન, લઇશું ચંડાલોના પ્રાણ;
આ તરવારે કાઢી જાન, ભાલા ભચ ભચ મારો—શુરા.

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—પાછલું જંગલ.

( પુંદરીકનું લશ્કર ગાતું ગાતું આવેછે. )

### અંગ્રેજી રાહ.

**લશ્કર**—ચાલો શુરવીર ધરવી નહી ધીર, (બે)
મારસું તાંકી તાંકીને ખુબ તીર, (બે)
દુશમનોના ઉરાડસું શીર—ચાલો.

( ચંદન પોતાના કીલ્લામાં લશ્કર લઈ ઉભો છે ત્યાં રાજા પુંદરીકે આવી લડાઇ કરવાને કેહેવું. )

### બેત.

**પુંદરીક**—મુકી કીલ્લો બાહાર, આવની રાજાચંદન તું;
સ્ત્રી સરીખો છુપી રહ્યો છે, આ કીલ્લામાં તું શું

ચંદન—સાંભળ એ દુષ્ટ પુંદરીક, તું ગર્વ ના કર લગાર,
ગર્વ તારો ઉતારસે, મારી આ તરવાર.
પુંદરીક—એવી હીમ્મત રાખે છે તો જો તું મારૂં જોર;
એક પળમાં પોંહોચાડું, જ્યાં છે નર્કમાં ઘોર.
ચંદન—મારા જોરને અયે પાપી, તું ભુલી ગયો આજ;
હજારોવાર રણમાંહેથી નાહાઠોવો શું નથી આવતી લાજ.
પુંદરીક—બેદલ સરીખો બકી રહ્યો છે, મોડેથી શું બોલ?
કરની ઘાવ આ સર્વે દેખતા, ઉતારૂં તારો તોલ.
ચંદન—ઓ મુરખ શું બકી રહ્યો છે, લે હવે સંભાલ;
હમણા મોકલું યમપુરીમાં ને આણું સૌનો કાળ.
( લડાઈ થાય છે અને ચંદનરાજાનો પરાજય થાય છે.)

---

## અંક ૨ જો—પ્રવેશ ૧ લો.

### સ્થળ-કુટ જંગલ.

( રાજા ચંદન, મલ્યાગરી, સાયેર, અને નીર એ ચારેનું આવવું
અને ઇશ્વરની પ્રાર્થના કરવી. )

### ભયેરવી મુસ્તેજાદ.

( દીલકે દેનસે કીસીરાહ મુજે ઈનકાર નહી ) એ રાહ.

ઓ પ્રભુ શું કર્યાં પુર્વે હમે પાપ ભારી—આ શી ગતી હમારી;
દીનના દયાલ હમપર આંખ ફરી કેમ તારી—આ શી ગતી હમારી;
શરણે આવે તેને તો મરણ ન હોય સ્વામી—તું તો છે અંતર જામી;
ભક્તવછલ તું તારૂં બ્રદછો જરા જો વીચારી—આ શી ગતી હમારી;

દ્રોપતીના ચીર પુર્યા ગજની તેવારે કરી–અજામેલ તાર્યો હરી;
વીદુરની ભાજી જમ્યા ઉગારી અલ્યા નારી–આ શી ગતી હમારી;
ક્યાં મારો દેશને ક્યાં રાજને ક્યાં સુખ મારાં–ફરવું ક્યાં આ વનમાં;
ત્રાહેરે ત્રાહે હવે સાહે થાજે તું મુરારી–આ શી ગતી હમારી.

**સાયેર અને નીર**––(કરગરીને) ઓ મારા વાહાલા માત પીતા! અમોને તો પાણીની ઘણી તરસ અને ભુખ લાગી છે! માટે ગમે તેમ કરી, અમોને અન્ન પાણી લાવી આપો, અગર જો અન્ન પાણી નહી લાવી આપો તો હમારા પ્રાણ જતા રહેશે!

**ચંદન**––(કરગરીને અરે! મારા પ્યારા પુત્રો! મારી આંખોનાં તારા! મારા સ્નેહી! અરે! અહીં કોઇ ઝાડ ઉપર ફળ ફુલ કાંઇ નથી! તેમ પાણી પણ આટલામાં દેખાતુ નથી, અરેરે! હવે હું શું કરૂં! મારા બાપ! જરા ધીરજ રાખો, કેમકે તમો ડાહ્યા છો, આગલ ચાલો પાણી ઘણું મળસે!

**સાયેર અને નીર**––વારૂ પીતાજી જેવી તમારી આગ્ના!

## પ્રવેશ બીજો.

### સ્થળ–રસ્તો.

(ચંદન, મલ્યાગરી, સાયેર અને નીરને પાણીની તરસ મટતી નથી તેથી કરીને ઘણા કરગરે છે અને એ લોકોના જવા બાદ પ્રધાન અને વિદુષક દાખલ થાય છે.)

### પીલુ–ગજલ.

(કહું ક્યા ફલકકા સતાયા હુંમેં.) એ રાહ.

**સાયેર અને નીર**––સાંભલો માત પીતા સુખ દાઇ;
તરસે કરી જાય છે કંઠ સુકાઈ––ટેક.

જો જલ આએ વખતે નહી આપો;
તો નહી પ્રાણ રેહે દેહે માંહી—સાંભલો.
બીજું જે દુઃખ પડે તે સહીએ;
પણ આ દુઃખ નહી સહાએરે કાંઈ—સાંભલો.
જોઇએ ત્યાં જઇ પાણી લાવો;
ચાહો હમારી જો કુશલાઈ—સાંભલો.

## ભયેરવી—ગજલ.

(ઈશ્કમે તોરે કોહે ગમ.) એ રાહ.

ચોરી કરી હમે તે શું, આ શું દીધું દુઃખ પ્રભુ;
પાપ તે અમથી શું થયું ? આ શું દીધું દુઃખ પ્રભુ-ટેક.
પુત્રે હમારે તાહ કે, તડકો કદી જોયો નથી;
તેનું પાણી વીન સુકે ગલું, આ શું દીધું દુઃખ પ્રભુ—ચોરી.
ખબર નથી દીન રાતની, ચલાસે વનમાં તથી કેમ;
કોમલ શરીર છે પ્રીયાનું, આ શું દીધું દુઃખ પ્રભુ—ચોરી.
ક્યાં તે હમારૂં રાજ સુખ, ક્યાં વીપત આવી પડી;
હાયે હવે હું શું કરૂં ! આ શું દીધું દુઃખ પ્રભુ—ચોરી.
તુંને દયાળુ વેદ શાસ્ત્ર, ને રૂષિ મુનીએ કહ્યો;
નીરદય થયો આવો કેમ તું ? આ શું દીધું દુઃખ પ્રભુ—ચોરી.

**સાયેર અને નીર**—વાહાલા માત પીતા ! અમોને પાણીની તરસ બહુ લાગી છે, પીતાજી ! પાણી ! પાણી ! પાણી વના ગલું સુકાઈ જાય છે, માટે પાણી લાવી આપો !

**ચંદન**—માહારા વાહાલા પુત્રો ! તમો દાહયા થઇને મારા ઘાએલ થયેલા દીલને વધારે શા માટે દલગીર કરોછો ! જરા આગળતો ચાલો ક્યાંએ પણ પાણી મળસે.

( જાય છે અને પ્રધાન દાખલ થાય છે. )

**પ્રધાન**—(એખલો) અરેરે પ્રાણ દાતાર ! ઓ સત્યના સ્તંભ ! અરે માહારાજ ! તમે ગયાને મને સાથે કેમ નહી લઇ ગયા ! ઓ અન્નદાતાર ચંદન ! મેં તમારૂં શું બગાડયું ! હાય ! હાયરે ! હવે તમારો વીછોડો મારાથી કેમ ખમાસે ઓ પ્રાણ ! ધીક્કાર છે કે હજુ સુધી તમો શરીરમાં રહ્યા છો ! અરે ! નીકળી કેમ જતા નથી ! હાયે ! ચંદન ! ચંદન ચંદન ! ( મુર્છા ખાઈ પડેછે એટલામાં વિદુષક દોડતો આવે છે અને ધાંધલ કરે છે. )

**વિદુષક**—( ગભરાઇને ) અરેરે દોડોરે દોડો ! પ્રધાનજીને એકાએક શું થયું ! અરે હમણા બોલતા હતાને ! મરી ગયા કે શું ! ( તેની પાસે બેસેછે અને પ્રધાનને હીલવેછે અને પ્રધાન હોંશીઆર થાય છે. )

**પ્રધાન**—અરે વીદુષક, તે ક્યાંએ પણ આપણા રાજાને જોયા કે નહી ?

**વિદુષક**—(ખંખારીને) અરે માહારાજ, હું તો ગામે ગામ ને શેહેરે શેહેરે અને દેશો દેશ, ફરી વળ્યો, પણ ક્યાંએ રાજાનો પત્તો મળ્યો નહી ?

**પ્રધાન**—વિદુષક, હવે આંપણને સત્યવાદી રાજા તે ક્યાં મળસે ! માટે હવે આપણે શો ઉપાય કરવો ?

**વિદુષક**—પ્રધાનજી જુવો ઉપાયતો એક છે, તમો કરોતો કહું.

**પ્રધાન**—વિદુષક ! કેહેતો ખરો ! શું છે !

**વિદુષક**—તો સાંભળો, પ્રધાનજી, જો તમોને રાજાનો પત્તો મેળવવો હોય તો, આ સફેદ લુગડાં ઉતારીને ભગવાં લુગડાં પેહેરો, પછી આ તમારા માથા ઉપરનું ચકરડું કાહાડી નાંખો, ઘેર બા-

હારને આગ લગાડો, બચ્ચાં કચ્ચાં મારી નાંખો, બાઇડીને સોનાપુર મોકલો, પછી આપણે ગામે ગામ અને દેશો દેશ અને જંગલે જંગલ ફરીએતો ક્યાંએ પણ આપણને રાજા મળસે.

પ્રધાન—વીદુષક! બહુ સારૂં ત્યારે, તૈયાર થા?

વિદુષક—પ્રધાનજી, મારી ક્યાં ખોટી છે? મારાં તે ક્યાં રડનાર કુટનાર છે, જે છે તે તમારાંજ છે?

પ્રધાન—ત્યારે વીદુષક ચાલ? ખોટી થવું નહી જોઇએ?

વિદુષક—ત્યારે ચાલો? ( જાયછે )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ–બાગ.

( રાજા રામશીંગના બાગની અંદર રાજા ચંદન મલ્યાગરી, સાયેર, અને નીરનું આવવું, અને બાગની ઘણી સરસ રચના જોઇ પોતાના પીતાપાસે અંદર જવાની આજ્ઞા માંગવી.)

### કલ્યાન–ગજલ.

( અજબ સનમકી અદાએ દેખી.) એ રાહ.

સાયેર અને નીર — જુવો પીતાજી નજર કરીને, બાગ આ સુંદર બન્યોછે કેવો
સર્વે જાતનાં ઝાડ છે તેમાં, તરેહ તરેહનો ભર્યોછે મેવો-ટેક.
ચંપા ચંબેલી મોગરો મરવો, ગુલાબ આદી છે ફુલ જેમાં
મન સુગંદીત સીતળ વાયુ વહે છે મનડું હરાય તેવો—જુ૦
જેમાં ફરેથી માહા સુખ થાયે, જાય ટળી પળમાં દુઃખ દેહના;
મુખે કહી નવ સકાય શોભા, ઈંદ્રના નંદન તેવોના જેવો-જુ૦
હમારા મનમાં છે એવી ઇચ્છા, બે હાથ જોડીને કહીએ છીએ;
એ બાગમાં બન્ને જઇએ ફરવા, પીતાજી હમને રજા જો દેવો-જુ.

## ભયેરવી-ગજલ.

( મેં કબ તલક ઈસ તરાહ પશેમાન રહુંગી ) એ રાહ.

**ચંદન**—ન જાય મારા પુત્ર, પરાયા તે બાગમાં;
શું કામ છે ત્યાં આપણું, પરાઇ જાગમાં—ટેક.
કોઇ પકડી કરે કેદ, ત્યારે કરવું પછી શું;
દુઃખ આવી પડે ઉલટું, સુખના તે ભાગમાં.—નજાય.
આવ્યો છે દહાડો ઉલટો, તમા જણોછોરે વીર;
હાથે કરી પડોકાં, આવી બળતી આગમાં—નજાય.

**સાયેર અને નીર**—પીતાજી ! હમેતો એ બાગમાં જઈશું, ને જરા પાણી બાણીતો પીએ, કે જેથી જરા જીવને શાંતીતો થાય !

**ચંદન**—ભલે જાઓ મારા બાપ, પણ કોઇ ફળ ફુલ તોડતા નહી હો !

**સાયેર અને નીર**—વારૂં પીતાજી જેવી તમારી આજ્ઞા.

(એક ખુણામાં ચંદન અને મલ્યાગરી બેસે છે, નીર અને સાયેર પાણી પીવાને જાય છે, પાણી પીધા પછી નીચે પડેલાં એ ફળ છે, તે પર નજર પડવાથી તે લઇને ખાય છે, એટલામાં રાજા રામસીંગ અને તેની રાણી પ્રભાવંતી બાગમાં ફરવાને આવે છે, બાગમાં ફરે છે અને છોકરાઓ ઉપર નજર પડે છે તે જોઈને રાજા રામસીંગ ઘણો આશ્ચર્ય પામે છે )

**રામસીંગ**—અયે સીપાઇઓ પેલા છોકરાઓ કોણછે? તેઓને મારી પાસે લાવો પણ મારતા નહી હો? ફોસલાવી ને લાવો?

**સીપાઈઓ**—વારૂ ગરીબ પરવર (ત્યાંથી સીપાઈઓનું જવું અને છોકરાઓને પુછવું) અએ છોકરાઓ? ચાલો? તમને અમારો રાજા બોલાવે છે?

**સાયેરઅનેનીર**—(ગભરાઇને) અરે ભાઈ હમારૂં રાજા પાસે શું કામ છે! કહોતો અહીંથી જતા રહીએ?

**સીપાઈઓ**—ઓ ભાઈ ખુશીથી આવસોતો સારૂં, નહીતો બાંધીને લઇ જઇશું.

**સાયેર અને નીર**—ચાલો! ભાઇ ચાલો! જેવાં હમારા કીસ્મત

( રાજા પાસે જાય છે. )

**સીપાઈઓ**—માહારાજ, લો આ બાળકો આવ્યા.

**રામશીંગ**—અયે છોકરાઓ, તમો કોણ છો? અને તમે અહીંઆ કેમ આવ્યા છો?

**સાયેર અને નીર**—( કરગરીને ) પીતાજી! હમો ભીખારી છઈએ, હમોને તરસ લાગી હતી. તેથી આ બાગમાં આવ્યા, અને પાણી પીધું અને બે ફળ નીચે પડેલાં હતાં તે ઉપાડી લાધાં એજ હમારી તકસીર, એટલા માટે હમોને સીપાઇઓ પકડી લાવ્યા.

**રામશીંગ**—પુત્રો કાંઈ ફીકર નહી કરસો, લો બીજાં ફળ મંગાવી આપુછું ( માળીને કહેછે ) માળી? જા? થોડાએક મીઠાં સ્વાદીષ્ટ ફળો તોડી લાવ? ( માળી ગયા પછી ) અયે બાળકો તમે સત્ય કરી કહો કે તમો કોણના સંતાન છો? તમારાં ચીન્હો ભીખારી સરીખાતો કાંઈ જણાતા નથી, તમારી સાથે કોઇ છે કે તમો એકલા છો? અને આ દેશમાં તમારૂં આવવું કેમ થયું?

**સાયેર અને નીર**—પીતાજી હમો રાજા ચંદનના પુત્રો છઇએ, હમારૂં રાજ દુષ્ટ પુંદરીકે લઇ લીધુ, અને હમારાં પણ મરણની

તૈયારી હતી, પણ ઇશ્વરની કૃપાથી હમારાં માત પીતા, અને હમો બન્ને ભાઈ મળી ચારે જણાં ભાગ્યાં અને બેચાર દીવસનાં ભુખ્યાં તરસાં અહીંઆં આવ્યા છઇએ હમોને એવી પણ ખબર નથી કે આ કયો દેશ છે?

**રામશીંગ**—( આશ્ચર્ય પામી ) ભલે આવ્યા મારા પરમસ્નેહી! તમારે માથે આવું દુઃખ! ( છાતી સાથે ચાંપીને ) ક્યાં છે મારો વાહાલો ભાઈ ચંદન અને સતી મલ્યાગરી!

**સાયેર અને નીર**—પીતાજી, તેઓ કાંઈ દુર નથી, તેઓ આ બાગની પાસેજ બેઠાં છે.

**માળી**—લો ગરીબ પરવર, આ ફળ લાવ્યો.

**રામશીંગ**—પુત્રો? લો? ખુબ પેટ ભરીને ખાવો? ( છોકરાઓ ફળ ખાઈ રહ્યા પછી ) ચાલો પ્રીયા પ્રભાવતી, સત્યવાદીક ભાઇ ચંદન અને સતી મલ્યાગરીના દરશણ કરીએ, ( જાય છે અને ચંદનને જોઇ આશ્ચર્ય પામીને ) હો! ભાઇ ચંદન! આ શો ગજબ!

**ચંદન**—કોણ ભાઇ રામશીંગ! ( બંને જણ ભેટેછે )

**રામશીંગ**—ભાઇ! મેં આપણા પુત્રોને મોઢેથી સર્વ બનેલી વાત સાંભળી તે થકી મારી છાતી ફાટી જાય છે! પણ હોય એ વાત કંઈ આપણા હાથમાં છે, એતો જે સુખ અથવા દુઃખ થવું તેતો દૈવને આધીન છે, માટે જેવો સમો તેવી ધીરજ રાખો, અને ભાઇ આ રાજ પણ તારૂંજ છેની, ચોપદાર? આપણા નગરમાં રાજા ચંદનની આણ ફેરવો કે આજ થકી સર્વે રૈયત રાજા ચંદનના હુકમમાં વર્તે?

**ચોપદાર**—સારૂં માહારાજ જેવી આપની આજ્ઞા.

**રામશીંગ**—ચાલો ભાઇ ચાલો, મેહેલમાં જઇ આ ભગવાં વસ્ત્ર ઉતારી નાખો. ( જાય છે. )

# પ્રવેશ ૪ થો.

## સ્થળ–રસ્તો.

### કાફી–ગજલ.

( બાહેર રામા ભીતર શામા. ) એ રાહ.

પ્રધાન અને વિદુષક—ક્યાં હવે ગોતીએ રાજાને ભાઈ;
ઈશ્વરે કીધી અંતે જુદાઇ—ટેક.
જોગી થયાંને ભગવાંરે પેહેર્યાં;
તજી કુટુંબ સઘલી પ્રભુતાઇ—ક્યાં.
દેશો દેશ અને જંગલે જંગલ;
ફરી ફરી આવ્યા છઇએ અહીં—ક્યાં.
સત્યનો સ્તંભ. ધર્મ વર્ત ધારી;
ક્યાં મલસે એવો શુખદાઇ—ક્યાં.

પ્રધાન—વિદુષક! શેહેરે શેહેરે! અને જંગલો જંગલ ફર્યાં! પણ ક્યાંએ રાજાનો પત્તો મળ્યો નહી! અરે! ફરતાં ફરતાં તો મારા પગમાં છાલાએ પડ્યાં અને મારાથી તો હવે ચલાતું પણ નથી! માટે શો ઉપાય કરૂં!

વિદુષક—( હસે છે ) હાઃ હાઃ હાઃ દુનીયામાં સર્વે કોઇ પોતાનાજ દુઃખને રડે છે, અરે! તમારા પગમાંતો છાલાજ પડ્યા પણ મને તો માહ અશાદ રોગ થયો છે?

પ્રધાન—અરે વિદુષક કહે તો ખરો શું રોગ થયો છે?

વિદુષક—જુવો ત્યારે સાંભળો, જો હું દોડું છું તો મને દમ ચડે છે; ( હાંફે છે ) અને હું ખાઊં છુ ત્યારે મારૂં પેટ ફુલે છે, અને

હું પાણી પીઊં છું કેની, ત્યારે મારા ગળામાં ગટ ગટ ગટ કરીને અવાજ થાય છે, હવે તમને દુઃખ મોટું કે મને કેહોની વારૂં?

**પ્રધાન**—અરે એવું દુઃખતો તનેજ પરવડે, અરે! વિદુષક, રાજ ગયું રાજાનો વીછોડો થયો. ઘરબાર, બચ્ચાં, છોકરાં સર્વે મુકીને આપણે અંહીંઆ આવ્યા તોએ તારી ટેવ ન ગઇ કે હજી તું મશકરી કરે છે!

**વિદુષક**—ખરૂં કેતું એમાં મશકરી શાની?

**પ્રધાન**—વિદુષક તારે હવે ચાલવું છે કે બકબક કરવી છે?

**વિદુષક**—ચાલોની ત્યારે, અહીંઆ કોની ખોટી છે? જે છે તે તમારીજ. ( જાય છે અને તરત શનીદેવ આવે છે. )

બેત.

**સનીદેવ**—રાજભ્રષ્ટ ત્યાંથી કર્યો, મોકલ્યો વનમોજાર;
અહીં આવી સુખ પામીઓ, તેથી અધિક નીરધાર.
હું અવલો ગ્રહ બેસીઓ, ને જો સુખ પામે રાય;
ત્યારે મારૂં માહતમ શું? માટે કરૂં કાંઈ ઉપાય.
રામશીંગના પુત્રને અહીંથી ઊંચકી લઊં;
માયાનો બીજો રતનસીંગ કરી સુવાડી દઊં.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ-રાજ મેહેલ.

( રતનશીંગ તથા સાયેર તથા નીર સુતા છે અને શનીદેવ બીજો રતનશીંગ બનાવેલો ત્યાં સુવાડે છે અને ખરા રતનશીંગને ઊંચકી જાય છે, સાયેર ઉઠે છે પછી રતનશીંગને ઉઠાડવા જાય છે, માયાનો રતનશીંગ નહી ઉઠવાથી પોતાના ભાઈ નીરને ઉઠાડે છે.)

**સાયેર**—ઉઠ ઉઠ ભાઈ રતનશીંગ ! સહવાર થઇ ! ( રતનશીંગ ઉઠતો નથી ) ઉઠ ઉઠ ભાઈ ! આવી ઊંધ તને કેમ આવી છે ! ( મરેલો જોઇ નીરને કહેછે ) ઓ ભાઈ નીર ! ઉઠ ઉઠ ! જોની રતનશીંગ કેમ બોલતો નથી ! ( નીર ઉઠેછે અને જોઇને આશ્ચર્ય પામેછે. )

**નીર**—ઓ ભાઇ ! જુલમ થયો ! આપણાં કીસ્મત ફુટી ગયાં ! રતનશીંગતો મરણ પામ્યો ! તું અહીંઆ બેસ, હું આપણાં માત પીતાને બોલાવી લાવુંછું.

( સાયેર બેસે છે અને નીર જાય છે અને પોતાના માત પીતાને તેડી લાવે છે. )

**મલ્યાગરી**—શું છે દીકરા સાયેર ?

**ચંદન**—શું છે ભાઈ ?

**સાયેર**—માત પીતા જુવોની રતનસીંગ કેમ બોલતો નથી ?

**મલ્યાગરી**—ઓ પ્રાણનાથ ! રતનસીંગતો મરણ પામ્યો !

**ચંદન**—હા ! મારી વાહાલી પ્રીયા ! આપણે માથે મોટું કલંક બેઠું હવે આપણે રામશીંગને શું જવાબ દઇશું ?

**ભયેરવી-મુસતેજાદ.**

( અફસોસ તુજે કબરોંમે યહાં કીસને સુલાયા. )

**ચંદન**—શું ભાગ્ય જાગ્યું ઉલટું આવું હમારૂં આજ.
વાહેરે ઈશ્વર વાહે. વાહેરે ઈશ્વર વાહે,
કર સાહે તું આવી હવે, ગરીબના નવાજ—ટેક.
ઓ બાપ રતનસીંગ તેં હમને દીધો દગો,
હમને દીધો દગો હમને દીધો દગો.
હવે હમારી જગતમાં તે કેમ રેહેશે લાજ—વાહેરે.

આવીને કોઈ પુછસે, તો જવાબ દઈશું શું,
જવાબ દઈશું શું, જવાબ દઈશું શું,
કલંકમાં પેઠું હવે, અવળું થયું કાજ--વાહેરે.
તું મરતાં હમે ચારે જણા કેમ ન મુવા,
કેમ ના મુવા, કેમ ના મુવા,
આવા કઠણ સમામાં સત્ય રાખજે માહારાજ--વાહેરે.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ-રસ્તો.

શનીદેવ—વાહ ! વાહ ! હવે તાલ ઘીક થયો. હવે રાજા રામશીં-ગના ગોરનું સ્વરૂપ ધારણ કરી, રાજા રામસીંગ પાસે જાઊં, અને કહું કે તારા છોકરા રતનસીંગને રાજા ચંદને મારી નાંખ્યો છે, આવું કલંક બેસાડ્યાથી, રાજા ચંદન જે હાલ સુખ ભોગવે છે, તેમાંથી તે બરતરફ થશે, હા ! એ તાલ ઠીક છે, ચાલ જાઊં. (જાય છે.)

## પ્રવેશ ૭ મો.

### સ્થળ-આગલો મેહેલ.

( રાજા રામશીંગ વીચારમાં ઉભો છે ત્યાં શનીદેવ ગોરનું સ્વરૂપ ધારણ કરીને આવે છે.)

બેત.

ગોર—આંધળો થઈને અરે આ રાજા શું ઉભો છે તું ?
રતનસીંગને મારી નાંખ્યો ચંદને કહું છું હું.
રામશીંગ—અરે ગોર, શું ઘેલા થયા કે સ્વપનું આવ્યું આજ;
સત્યનો સ્તંભ જે ચંદન તેથી કેમ બને એ કાજ.

ગોર—સત્ય સત્ય છે એ રાજા, સત્ય કહું છું બોલ;
ખોટું હોય તો માથું આપું એછે મારો કોલ.
રામસીંગ—કેમ તમોને ખબર પડી કહોતો ખરા લગાર;
બુદ્ધિ તમારી ફરી ગઇ, કે મોત આવ્યું નીરધાર.
ગોર—દેવા આશીરવાદ ગયો તો ચંદનને ત્યાં હું;
દરવાજા તો બંધ હતા, ત્યાં કૌતક એક થયું.
ચીસ સાંભળી તારા પુત્રની મુજને થયો વીચાર;
દરવાજાની ફાટ માંહીથી મેં જોયું નીરધાર.
રતનસીંગના ગળામાં ફાંસો જોઇ હું નાઠો રાય;
ચાલ તું મારી સાથે તુજને દેખાડું હું ત્યાંયે.

## પ્રવેશ ૮ મો.

### સ્થળ-રાજ મેહેલ.

(ચંદન, મલ્યાગરી, સાયેર અને નીર, તથા માયાનો રતનસીંગ છે, ત્યાં રાજા રામસીંગ તથા ગોર આવેછે અને ત્યાર પછી પ્રભાવતી આવે છે.)

ગોર—(આંગળી કરી) જો રામશીંગ આ તારો પુત્ર.

રામશીંગ—(આશ્ચર્ય પામી) હા! હા! (મુર્છા ખાઇ પડે છે.)

ગોર—ઓ દુષ્ટ ચંદન! તને ભુંડે હવાલે રખડતો જોઇ, ને તારા ભાઇ રામશીગને દયા આવી, ને તને રાજ સોંપ્યું ત્યારે એ પાપી! તેં તેના પુત્રનો ઘાત કીધો!

ચંદન—(નીસાસો મુકી) ભાઈ રામશીંગ, ગોર કહે છે તે બધુ ખરૂં છે, મારો દિવસ અવળો આવ્યો, અને મને કબુદ્ધી આવવાથી મેં તારા પુત્રનો ઘાત કર્યો છે, માટે તને ગમે તે મને સીક્ષાકર!

રામશીંગ—ભાઇ ચંદન, હું મારી પક્કી ખાતરીથી કહું છું કે એ કામ તારાથી કદી બનેજ નહી.

## દોહરા.

સમુદ્રમાં જાણે તજે, દગી સું મેરૂં જાય;
તોપણ ચંદન તુજથકી, કદી એ કામ ન થાય.
કીસ્મત તેનાથી કરી પામ્યો મરણ એ તન,
દોરી તુટી ઉમ્રની, શોક ન કર તું મન.
આ બે મારા પુત્ર છે, સાયેરને વળી નીર;
રતનસીંગ પણ તેજ છે સાંભળ ચંદન ધીર.

સીપાઇઓ—( બાજુ પર ) અરે રાજાની તો મતી ફરી ગઇ, પુત્રનો વેરી જે ચંદન તેને આવાં મીઠાં વચન કહે છે?

૨-સીપાઈ—અરે રાજા તો ભોળો છે, એ ચારે જણાને પકડીને મારી નાંખો?

૩-સીપાઈ—અરે જુવો છો શું, લો આ તરવાર?

૧-સીપાઈ—અરે જલદીથી એના માથાં ઉડાવી નાંખો? એ પાપીઓના મોડા જોવા લાયક નથી.

૨-સીપાઈ—અરે વખત શું લગાડો છો પકડો જલદી?

ગોર—( રાણી આવે છે તેને કહે છે ) જુવો રાણીજી, આ તમારો પુત્ર. આ રાજાચંદને મારી નાંખ્યો.

અભાવંતી—હાય! હાય! મારા પુત્ર! ( મુર્છા ખાઈ પડે છે પણ થોડા વખત પછી હોંશીઆર થઇ, પોતાના ખોળામાં રતનસીંગનું માથું મુકી ગાય છે. )

## પરજ-ચોપાઈ.

ઉઠો ઉઠોરે રતનસીંગ વીર. તુંને આવું ઘટે નહી ધાર;
પુત્ર ઉઠની બેઠો થાને, આજ દુઃખડાં પડ્યાં તારી માને;
ચંદન આ શું કીધું તેં અધર્મ, એવું ઘેડ કરે નહી કર્મ;
મારા પુત્રની કીધી તેં ઘાત, એ પાપી આ શો કર્યો ઉતપાત;
ફરતો તો વનમાં તું ભુંડે હાલ, દીધું રાજ અને કીધો ન્યાલ;
તેનો બદલો આપ્યો આજ, તુંને આવી કેમ ન લાજ;
પુત્ર તુજ વીન પ્રાણ આધાર, મારા જીવતરમાં છે ધીઃકાર.

( મુર્છાત થઇ જાય છે. )

રામસીંગ--ભાઇ ચંદન, હમણા સમો બીજો છે માટે થોડા દીવસ ફરી આવો તો ઘણું સારૂં. ( મલ્યાગરીને કહે છે ) ઓ સતી મલ્યાગરી! મેં તમારૂં અપમાન કર્યું છે માટે મને શ્રાપ આપો! ( રાજાચંદન, મલ્યાગરી, સાયેર અને નીર બધા ઉભા થાય છે અને ગાયન ગાય છે. )

## રાગ—માંડ.

( તુ આ જા નજર તાલબે દીદાર હું તેરા ) એ રાહ.

પ્રણામ છે ભાઈ તને છેવટે પ્રણામ;
જાતુ છું તજી પુત્રને આ જગાએ થામ-ટેક.
પ્રણામ કે જે માતને મુજ તાતને પ્રણામ;
પ્રણામ તખ્ત તાજ ક્ષત્રી જાતને પ્રણામ-પ્રણામ.
લાનત છે જુઠા ગોરને તુજ દેશને તલાક;
તલાક છે આ મેહેલને મુજ વંશને તલાક-પ્રણામ.

**પ્રાહુન્સ-ગજલ.**

( અગર હમને દીલ સનમકું દીયા ) એ રાહ.

**ચંદન**--જઈશું હવેછે આખરીના આપણે પ્રણામ;
પ્રણામ રામશીંગ છે, મુજ પાપને પ્રણામ--ટેક.
પ્રણામ છે પ્રભાવંતી, માતા ઘણા ઘણા;
પ્રણામ ઈશ્વર કોપને, સંતાપને પ્રણામ--જઈશું.
પ્રણામ છે આ નગ્રને, પ્રણામ લોકને;
સોસો ગણા સનીદેવના પ્રતાપને પ્રણામ--જઈશું.

---

## અંક ૩ જો—પ્રવેશ ૧ લો.

### સ્થળ-રસ્તો.

**સનીદેવ**--વાહ ! વાહ ! આ તાલ ઠીક થયો, હું અવલો ગ્રહ બેઠો અને રાજા ચંદન સુખ ભોગવે તે મારાથી કેમ દેખી શકાય ! હવે રાજા રખડતો થયો, હવે પેલા ગુફામાં રાજા રામશીંગના પુત્રને મુકયો છે તેને ત્યાંથી લઇ આવું પછી જોઊં કે શું થાય છે?

## પ્રવેશ ૨ જો.

### સ્મશાનનુ જંગલ.

(રાજા રામશીંગ, દરબારીઓ, શેહેરના લોકો રતનસીંગનું મુડદું લઈને આવીને બેઠેલાં છે, અને ખરો રતનસીંગ ગુફામાંથી આવે છે, તે જોઇ બધા માણસો બીએછે કે ભુત આવ્યું.)

**બધા માણસો**--ભુતઃ ભુતઃ ભુતઃ

બેત.

રામશીંગ--સેમા તારી આશ રહી, પુત્ર તું કેહેની વાત;
જેને કરીને પામીઓ, તું ભુતની જોની તાત,
તારા જીવની ગતી કરી, કેહેતે કરૂં આજ;
મારા પુત્રની આ દશા, શું કીધી માહારાજ.

રતનશીંગ--અરે! પિતાજી, તમે ઘેલા થયાં કે શું! અરે ભુત કેવું ને વાત શી!

રામશીંગ--અરે પુત્ર તુંતો મરી ગયો છે, હમે તને બાળવાને માટે લાવ્યા છીએ, જો! આ ઠાઠડીમાં તારૂં શબ બાંધેલું છે.

રતનશીંગ--ઓ ઇશ્વર આ શું આશ્ચર્યની વાત! ઓ પીતાજી, મને લઇતો કોણ જાણે કોણ ગયા પણ સવારે ઉઠયો ત્યારે હું એક ગુફામાં પડેલો હતો, અને ત્યાં એક મોટો વીકાળ પુરૂષ આવ્યો, અને મારો પગ પકડીને ફેંક્યો, ને હું અહીં આવીને પડ્યો, મુડદું શું ને વાત શી! લગાર ઠાઠડી છોડીને જુવો તો ખરા?

રામશીંગ--અરે ભાઇઓ આ કેવું કૌતક! ભાઇઓ લગાર ઠાઠડી છોડો આપણે તપાસી જોઇએ. (ઠાઠડી છોડે છે અને તેમાં મુડદુંજ માલમ પડે છે.) ઓ પુત્ર રતનસીંગ! આ તોહોમતતો રાજાચંદન ઊપર આવ્યું હતું એટલા માટે મેં તેને શેહેર બાહાર કાડી મુક્યો છે.

રતનશીંગ--(ગભરાઈને) ઓ પીતાજી! આ તમે શું અધર્મ કર્યું? ઓ પ્રાણ! રાજા ચંદન જે સત્યનો સ્તંભ, તેનું જવું સાંભળી હજુ સુધી કેમ રહયા! ધીઃકાર છે તમોને! (એમ કહી મુર્છાગત થઇ જાયછે, અને રાજા ક્રોધયુક્ત થઇ સીપાઇઓને કહે છે.)

**રામશીંગ**—સીપાઇઓ, એવો જે આપણો જાદુખોરો ગોર કે જેને આવું કુકર્મ કીધું તેને બાંધીને લાવો? અને રાજા ચંદનની શોધ કાડો? જ્યાં હોય ત્યાંથી વીનંતી કરી પગે હાથે પડીને અહીંઆ લીઆવો?

(સીપાઈઓ જાય છે પણ રાજાચંદનનો કાંઇ પત્તો લાગતો નથી, પણ ગોરને બાંધી લાવે છે.)

**ગોર**—(બુમો પાડતો) ઓ રાજા રામશીંગ, બેગુન્હે મુજ બ્રાહ્મણની ઉપર આવો જુલમ માંડયો છે, માટે તારૂં સારૂં કેમ થશે!

**રતનસીંગ**—(શુદ્ધિમાં આવે છે અને પીતા સાથે વાત કરે છે.) ઓ પીતાજી! આ શું અધર્મ કરવા માંડયો છે? અરે એમાં ગોરનો કશો વાંક નથી. એને છોડીદો? એ તો અવળા ગ્રહના કામ છે. (ગોરને છોડી દે છે અને સીપાઇઓને પુછે છે) અયે સીપાઇઓ, ચંદન છે કે નથી?

**સીપાઈઓ**—માહારાજ, અમો દશ કોશ સુધી જોઇ વળ્યા, પણ ક્યાંએ રાજાચંદનનો પત્તો મળ્યો નહી.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રસ્તો.

(રાજાચંદન, મલ્યાગરી, સાયેર, નીર, એ ચારેનું આવવું.)

**ચંદન**—પ્રીયા, તું એવડી શોકાતુર કેમ જણાય છે!

**મલ્યાગરી**—ઓ પ્રાણનાથ, આપણા લાડકવાયા પુત્રોના મુખારવીંદ જોઈ મારી છાતી ફાટી જાય છે, કે જેણે ટાઢ કે તડકો કદી જોયો નથી, તેમનાથી આ વનના કઠણ રસ્તામાં તે શી રીતે ચલાસે!

**ચંદન**—હા ! પ્રીયા હા ! મારા ચીત્તને પણ એજ વિચારે રૂંધી લીધું છે, હા ! દૈવ, હમેં તે તારી શી ચોરી કીધી છે કે અમારે માથે આવું દુઃખ !

**સાયેર અને નીર**—ઓ મારા વાહાલા માત પીતા તમો આટલા બધા શોકાતુર શા માટે થાવો છે ! આફ્ત કાળમાં ધીરજ રાખીએ, અરે ગાંડા માણસની માફક શું બકો છો, ઇશ્વર ઉપર ભરોસો રાખો !

## કાફી ગરબો.

( કુંવરી કુંવર મારા લાડકા. ) એ રાહ.

માત પીતા તમે શાંભળો, જે થવાનું તે થાય ;
ધીરજ રાખોની મન વિશે, સાને કરો હાય હાય—ટેક.
રોહીદાસનેરે તારામતી, હરીશ્ચંદ્ર જેવો રાય ;
શ્રાવણ સવાભાર કારણે, કાશી નગરે વેચાય—માતપીતા.
મોરધ્વજ માથે આવી બની, તે થયો નીર ઉપાય;
કાશી નગરના ચોકમાં, અંગ આરે વહેરાય—માતપીતા.
સાને માટે અકળાવછો, કરો ભજન સદાય;
ભગત ઓધારણ ભુંધરો, કરશે કષ્ટમાં સાહે—માતપીતા.

**ચંદન**—ઓ મારી આંખોના તારા, મારા દુઃખમાં ભાગ લેનારા પ્રીય પુત્રો, શાબાસ છે, જે આવા કઠણ સમામાં તમોને આવી ધીરજ !

**સાયેર અને નીર**—પીતાજી, એવી ધીરજ રાખીએ તોજ ઇશ્વર સાહે કરે ! ( જાય છે. )

# પ્રવેશ ૪ થો.

## સ્થળ-નદીનો દેખાવ.

( નર્મદા નદીના કીનારા ઉપર રાજાચંદન, મલ્યાગરી, સાયેર અને નીર એ ચારે જણા આવેછે અને ગડગડાટ, વીજળીના ચમકારા. પાણીના ઉછળા, તોફાન વગેરે થાયછે. )

**ચંદન**--ઓ મારી પ્રાણ પ્રીયા, આપણે હવે પેલેપાર શી રીતે જવું?

**મલ્યાગરી**--સ્વામીનાથ, મને ના પુછો, હું તો મારા વીચારમાંને વીચારમાં ગાંડી જેવી બની ગઇછું.

**ચંદન**--ઓ મારી પ્રીય અર્ધાંગના એવા તે શું વિચારમાં તું પડી ગઇ છે? મને કહેતો ખરી!

### ઝીંઝોટી-ગજલ.

( ગઇ એક બે એક જો હવા પલક, ) એ રાહ,

ઓ પ્રભુ મુજપર એકાએક, આ રીતમ તે શું થયું ?
મુજને ખબર પડતી નથી, કારણ નથી જાતું રહયું--ટેક.
શું પાપ પેલેભવ કર્યા. જે આ દશા મારી થઇ;
વનમાં રખડતો હું થયો, વળી રાજ્યપણ મારૂં ગયું--ઓ.
પાણીનો લોટો હાથથી, કોઇ દીન ભરી પીધો નથી;
તો દુઃખ આ વનનું પ્રભુજી, મુજથી કેમ જાસે સહયું--ઓ.
પુર આવ્યું નર્મદાનું, પાણી બહું ઊંચુ ચડયું;
ચારે જણાને પાર પેલે, શી રીતે જાતું રહયું--ઓ.
કાંઇ ઉપાય કરૂં હવે, થા સાહે ઈશ્વર આજ તું;
તારા વીના આ જગતમાં, કોઇ બીજું મારૂં ન રહયું--ઓ.

**ચંદન**--પ્રીયા. અહીં બેસ, હું આપણા પુત્રોને મારી ખાંધે બેસાડી, પેલેપાર મુકી આવુંછું, અને પછી તને લઇ જઇશ.

**મલ્યાગરી**--વારૂં સ્વામીનાથ, પાછા વેહેલા આવજો ( છોકરાને ખાંધે બેસાડીને લઈ જાયછે, અને પેલેપાર મુકી પાછો વલતા અધવચ મચ્છ ગળી જાયછે, ઘણો વાર થવાથી મલ્યાગરી વિલાપ કરેછે.)

**જીલ્લા-ગજલ.**

( ઇસ આતશે ફેંલફ્તને હયે ક્યા આગ લગાદી. ) એ રાહ.

આ વનમાં મુકી એકલી, મુજને પીયુજી ગયા.
જોતાં તમારી વાટડી, આ દીનતો બે થયા—ટેક.
અબળાની જાત આશરા વીના તે શું કરૂં;
દીન દુઃખના હવે કાડવા, કહો કઇ પેરે રહયાં—આ વનમાં.
મુકાવ્યું રાજપાટ દૈવ સર્વે સંપદા;
તોયે ધરીને ધીર, એવા જુલ્મ સૌ સહયાં—આ વનમાં.
હું મેહેલથી નીચે, કોઈ દીન નોતી ઊતરી;
તે વનના આ રસ્તા કઠણ, મને વેઠવાં પડયાં—આ વનમાં.
તોયે ન દેખી શકાયું તુજથી, વાહે ઇશ્વર વાહે;
આ દુઃખમાં હમને એક બીજાથી જુદા કર્યા—આ વનમાં.

( એટલામાં નાયક નરપતીઆ વણજારાનું આવવું અને પોતાનો ચાકર જે તવો તેને કેહેવું )

**વણજારો**—ઓ તવા, તવા.

**તવો**—આવુંછું હાહેબ ? ( આવેછે ) કેમ હેઠ હું કામ છે ?

**વણજારો**—અરે જરા જોતો ખરો, આ નદીના કીનારા ઉપર કોણ રડેછે ?

**તવો**—નારે હાહેબ હું તો નહી જવાનો, એકતો મધરાત્રી, બીજું હંધારૂં અને વળી જંગલ.

**વણજારો**—ઓ મુરખ કહીએ તે કામતો કરતો નથી, ત્યારે તું તે હમારો ચાકર કે શેઠ?

**તવો**—હો, હેઠ, હું કાંઇ તમારે ત્યાં મરવાને વાહતે ચાકરી નથી રહેલો?

**વણજારો**—ઓ મુરખ, જઇને તેને પુછવું તેમાં તે શું બીએછે?

**તવો**—હો હાહેબ, બીજું તમે કહો તે કામ કરૂં?

**બેત.**

કહોતો કીલ્લો તોડી નાંખુ. પાહાડ ઉપાડી લઊં;
સાગર સુકાવી નાંખુ. ને ઉલટાવી પૃથ્વી દઊં.
મચ્છર માખીને માકડો, ને મારી નાંખું હું;
ચાંચડ જુલો જવાથી, હું તો ના બીઊં.
એવું જે ભારી કામ, તમે કહો તે કરૂં;
પણ આ સમે જોવા નદી કીનારે નહી જઊં.

**વણજારો**—ઓ મુરખ, તું શું મારી મસ્કરી કરે છે?

**તવો**—વાહ હાહેબ વા! હું તમારી મહકરી કરૂંછું! ના ખરીવાત કહુંછું, કદી હું ત્યાં જાઊં, ને ત્યાં ભુત યા પ્રેત, યા ડાકણી, યા હાકણી, યા પલીત, યા જીન, યા ચુડેલ, યા દૈત; યા રાક્ષસ હોય, અને મને પકડીને મારી નાંખે તેમાં તમારૂં હું જાય? હું જાઊં તો મારા જીવનો જાઊં? તમારી વાતતો જુદી? હું તો મારી બાયડીનો એખલો, માટે હું તો જવાનો નથી.

**વણજારો**—(દમભરાવીને) ઓ બેલ તું શું મને ભોટબોટ જાણે છે, કે? ચાલ નીકલ અહીંથી?

**તવો**—લો તમારી લાકડી, ને નહી જોઈએ મને તમારી ચાકરી; આ ચાલ્યો. ( તવાનું ચાલી જવું અને વણજારાનું દોડીને પકડવું )

**વણજારો**—ઓ ગાંડા ચાલ્યો ક્યાં ? હું તારી સાથે આવુંછું.
**નવો**—હેં ! તો ચાલો હાબ આગળ આગળ, હું પાછળ પાછળ આવું છું.
**મલ્યાગરી**—આ વનમાં મુકી એકલી મુજને પીયુજી ગયા;
જોતાં તમારી વાટડી આ દીનતો એ થયા–ટેક.
(બંનેનુ ત્યાં જવું, અને મલ્યાગરીને રડતી જોઇ પુછવું.)

**બેહાગ—ગજલ.**

(પહેલુમે ઝેરી નાગકુ હયે જાનકે પાલા.) એ રાહ.
તું કોણ છે મુજને કહેની સાચે સાચી વાત;
નહીતો આ તરવારથી, થઈ જાસે તારી ઘાત—ટેક.
તું ભુત છો કે પ્રેતછો. એણુ યા દાકણી;
શું કામ આવીછો આ વનમાં ? આ સમે મધરાત–તું.
શું દુ:ખ છે જે આ સમે ? રડવાને બેઠી તું;
છો એખલી તન આ ફક્તને, વળી તું અબલાજાત–તું.
શું નામ તારૂં ગામ કયું, તું જાતની છે કોણ ?
મુકી શરમ કેહેની મને, ભાંગે મારી બ્રાંત—તું.
મનમાં તું તારા લાવતી. નહીં વેહેમ યા જરા;
તું તો છો બેહેન માહેરી, જાણ મુજને બ્રાંત તાત–તું.

**બરવા—ઠુમરી.**

(હમકુ છાંડ ચલે બન માધુ.) એ રાહ.
**મલ્યાગરી**—શુ રે કહું મારા દુ:ખડાની વાતો,
તુટીરે પડે અસમાન હો ભાઇ—ટેક.
ભુત નથી ને પ્રેત નથી હું,
દાકીણી શાંકીણી નહીં કોઇ આંકા;

દુઃખની મારી વીજોગણ છઉં હું,
જાતો નહી મનમાં તું કાંઇ—શુંરે.
ચંદનાવતી નામે છે નગરી,
રાજા ચંદનની જે નવાંઇ;
હું રાણીછું તેની ભાઇ,
ખોટું નથી કેહેતી એક રાઇ—શુંરે.
મલ્યાગરી છે નામ ને મારૂં,
સાયેર નીર બે પુત્ર સવાઇ;
રાજ ગયું ને વનમાં નીકળ્યાં,
જો જો કીસ્મતનીરે બુરાઇ—શુંરે.
ફરતા ફરતાં અહીં આવીઆ,
પુર ચડયું તું આ નદી માંહી;
તેમાં તણાયા ત્રણે પ્યારા,
કરી નાંખી દૈવતો જુદાઇ—શુંરે.

દોહોરા.

**વણજારો**—ઓ બાઇ કેહેની મને, બાહાર કેમ રહી તું;
એ ત્રણ જળમાં વહયાં, તેનું કારણ શું.

**મલ્યાગરી**—(રડતા રડતા) તુજ આગળ સર્વે હવે સુત્ય કહુંછું વાત;
આવ્યા આ નદી ઉપરે, હમે ચારે જણા તાત.
પુર નદીનું જોઇને, મુખથી બોલ્યા રાય;
નદીપાર જવા તણો, સાંભળ પ્રીયા ઉપાય.
ખાંધે બેસાડી પુત્રને મુકી આવું પેલે પાર;
પછી તુંને લઇ જાંવું હું એ છે મારો વીચાર.
મેં કહયું સ્વામી ઠીક છે, હું બેઠી છું આંહે;

આવો જલદી મુકીને, રોકાતા નહી ક્યાંહે.
હા કહીને મુજને ગયા, દીન થયા બે આજ;
હું અબળા ઇહાં એકલી, રેહેશે કેમ હવે લાજ.

**વણજારો**—બેન તું ચીંતા મુકી દે, મારી સાથે ચાલ;
ખા પી પ્રભુનું ભજન કર, થાસે સાહે દયાલ.
જો જીવતા નીકળ્યા હશેતો, મળસે કોઈ દીન;
એ નહી આપણા હાથમાં, વાત એ દૈવ આધીન.

**મલ્યાગરી**—( રડતા રડતા )
બનવાનું હતું તે બન્યું, ચાલ આવું છું ભાઈ;

**વણજારો**—ભાગ્ય હમારા જાગ્યાં, ચાલો પધારો બાઇ. ( જાય છે )

( મચ્છી મારો વાહાણ લઈ આવે છે, અને જાળ નાંખે છે તેમાં એક મોટું જબરજસ્ત મચ્છ આવે છે તેને લઇને કીનારે આવે છે, મચ્છને ચીરવું અને રાજા ચંદનનું માંહીથી નીકળવું, અને મચ્છી મારોનું ગભરાવું. )

### સોરઠ—ઠુમરી.

( રાજ મને નીકોલાગે થારો દેશ. ) એ રાહ.

**મચ્છીમાર**—કેહેની એ ભાઈ મને કોણ છો તું,
ગામ કયું ને નામ શું તારૂં ? સત્ય કહે સાંભળું હું—ટેક.
તેજસ્વી તું છો મોટો, આતે ગતિ તારી શું—કેહેની.
શું કારણ એવું આવી બન્યું જે, જળમાં પડવું થયું—કેહેની
આ મચ્છે તો ગળ્યો હતો, તુજને હું સાચું કહું છું—કેહેની

### કાલીંગડા—ગજલ.

( પીરાતા હએ હમે કાંહાં કાંહાં. ) એ રાહ.

**ચંદન**—ઓ મારા પ્રાણ દાતા, કહું શું વાત હું મારી;
જો સાંભલસો તમે મારી વાત, નહી રહે છાતી સ્થીર તારી-ટેક.
નગર ચંદનાવતી નામે, ત્યાંનો રાજા ચંદન હું;
ગયું જ્યારે રાજ નીકળ્યો બાહાર, લઇ બે પુત્રને નારી-ઓ મારા.
મહા દુઃખ વેઠતાં ફરતાં, આવ્યા નર્મદાને તીર;
ગતી માહા દૈવની ઘેરી, ચઢયું તું પુર ત્યાં ભારી—ઓ મારા.
બેસાડી ઇસ્ત્રને મેં ત્યાં લીધા બે પુત્રને ખાંધે;
મુકીને તીર પેલેપાર, ડુબ્યો હું મધ્યવારી—ઓ મારા.
રહયા ક્યાં પુત્રને ક્યાં નાર હું ક્યાં ઉદ્રમાં મચ્છના;
કરૂં શું હું હવે ક્યાં જાઊં, મલે ક્યાં પુત્રને પ્યારી—ઓ મારા.

**મચ્છીમારો**—ઓ રાજા! જે બનવાનું હતું તે બન્યું હવે ખેદ કર્યાથી શું થાય? અને એવું નિશ્ચય જાણજે કે તું જ્યારે આવી આફતમાંથી બચ્યો ત્યારે તારી સ્ત્રી તથા પુત્ર પણ કુશળ હસે, ને કોઇ દીવસ પણ તને મળસે, માટે ચાલ હમારે ઘેર, ખા, પી પ્રભુનું ભજન કર,

**ચંદન**—વારૂં બહુ સારૂં ચાલો ભાઇ ત્યારે! (મચ્છીમાર સાથે જાયછે.)

## પ્રવેશ ૫ મોં.

### સ્થળ-રસ્તો.

( સનીનું આવવું અને ભાષણ કરવું. )

**સનીદેવ**—બધું કામ તો ઠીક થયું, રાજાચંદનનું રાજ પણ ગયું મલ્યાગરી વણજારા સાથે ગઇ, અને રાજા ચંદન જે નીચમાં

નીચ મચ્છીમાર તેને ઘેર ગયો પણ હજી એક કામ બાકી રહી ગયું છે, કે જયાં સુધી બન્ને ભાઈઓ છુટા પડે નહી ત્યાં સુધી એમના ઉપર પુરૂ દુ:ખ પડયું કેહેવાય નહીં; માટે કાંઈ પણ તજવીજ કરી બન્ને ભાઈઓને છુટા પાડું તોજ મને શાંતી થાય.

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ--જંગલ.

( નીર અને સાયેરનું આવીને ગાયન ગાવું, અને નીરને તરસ લાગવાથી ભાઇની પાસે પાણી માંગવું, સાયેરે તેને બેસાડીને પાણી લેવા જવું. નીરનું સુઈ જવું. સનીદેવનું આવવું, સર્પને બોલાવીને નીરને દંસવાનું કેહેવું, સર્પે નીરને દંસ દેવો, નીરનું મરણ પામવું. સાયેરનું પાણી લઇને આવવું, ભાઇને મરણ પામેલો જોઈ રૂદન કરવું. ને ત્યાંથી ઉઠીને શેહેરમાં જઇ અગ્નિ સંસ્કારનો સામન લેવાને જવું.)

### પીલુ–ઠુમરી.

( ક્યુ હોતે ખુશી, ક્યુ હોત ખફા. ) એ રાહ.

**સાયેર અને નીર**-- ઓ ઈશ્વર તેં આ શું કર્યું.

હમો બન્ને જણા જઇએ તે ક્યાં--ટેક.
રાજ ગયુંને થયા રખડતાં,
મા બાપથી વળી જુદાં કર્યા--હમો બન્ને.
નથી જોયો હમે ટાઢકે તડકો,
આ દુ:ખ અમથી કેમ જાસે સહયાં--હમો બન્ને.
એ દૈવ આવો સમો તેં દેખાડયો,
એવાં તે પાપ અમથી શું થયાં ?--હમો બન્ને.

## જોગીયા—આસાવરી.

( લેલી લેલી પોકારૂં મેં બનમે. ) એરાહ.

સાયેર અને નીર }—કર્યો આશો ગજબ હમ ઉપર, અરે ઇશ્વર ઇશ્વર ઇશ્વર;

રાજ સુખ મુકાવ્યું હમારૂં હમે શુંરે બગાડયું તારૂં;
લાવની તું દયા દીલ અંદર, અરે ઈશ્વર ઈશ્વર ઇશ્વર.
આ ભયંકર જંગલ છે ભારી, નથી સુજતો રસ્તો મોરારી;
ફરી આવી કેમ તારી નજર, અરે ઇશ્વર ઇશ્વર ઇશ્વર.
સર્પસીંગ ફરેછે બહુ આંહીં, કાંટા ભોકાય છે પગ માંહી;
દેહ ધ્રુજે હમારી તો થરથર, અરે ઈશ્વર ઈશ્વર ઈશ્વર.
અરજ સાંભળી દાસ તારાની, દયા લાવીને કર મેહેરબાની;
પ્રભુ સાહે તું આવી હવે કર, અરે ઇશ્વર ઇશ્વર ઇશ્વર.

## કાલીંગડા—ઠુમરી.

( મોરી અંખીઆ ફરકન લાગી. ) એ રાહ

**નીર**—લાગી છે તરસ ભાઇ પાણી પા,
લગાડમાં તું વખ્ત જરા—ટેક.
કંઠ સુકાયે જીવડો જાયે,
માટે તું કાં ખોટી થા—લાગી છે.
જો નહી હમણા પાણી મળે તો,
પ્રાણ જશે તું જલદી જા—લાગીછે.
આંહીં નથી કોઇ આપણું બીજું,
તુંજ માતને તુંજ પીતા—લાગીછે.

પાણી લઇને જલદી આવજે,
દોડ ભાઈ તું વેહેલો થા—લાગીછે.

**નીર**—ઓ ભાઈ સાયેર મને ઘણીજ તરસ લાગી છે ! જો જરાવારમાં પાણી નહી મળે તો મારો પ્રાણ જસે ! માટે જલદી પાણી પા !

**સાયેર**—ઓ મારા પ્રીય બંધુ ! આટલામાંતો કાંઇએ પાણી દેખાતું નથી, મટે આ ઝાડને છાંયડે બેસ, હું ગમે તેમ કરી હમણા પાણી લાવું છું.

**નીર**—વારૂ ભાઈ ! જલદી જા, પાણી લાવ. હું અહીંઆ બેઠોછું.

( સાયેર પાણી લેવા જાય છે અને નીર સુઇ જાય છે સનીદેવ સર્પને બોલાવે છે અને સર્પ ખુશ મીજાજથી નાચી તેને દસ દે છે, નીર મરણ પામે છે અને એટલામાં સાયેર પાણી લઇને આવે છે. )

**સાયેર**— ઓ ભાઇ ! ઉઠ ઉઠ ! લે આ પાણી પી ! ( તે નહી ઉઠવાથી સાયેરે તપાસ કરવી અને સર્પનો દંસ નજરે પડવો. ) અરે ! હાય ! હાય ! આ તો સર્પના દંસથી મરણ પામ્યો હવે હું શું કરૂં ?

**( સિતાજીના મહિનાની રાહ. )**

ભાઇ ઉઠની બેઠો થાને. લઇ આવ્યો પાણી હું;
મારા વાહાલા દેની જવાબ, સુતો સોડ તાણી શું—ટેક.
પડ્યા વિખુટા માને બાપ, સુખ સર્વે ગયું;
આવા કઠણ સમામાં આજ, દગો મને દે છે તું—ભાઇ ઉઠ.
આવી ઊંઘ ન કરીએ વીર, આગળ કામ છે ઘણું;
આ રન વગડામાં આહીં, કોઇ નથી આપણું—ભાઈ ઉઠ.

જાગ જાગની જમણી બાંહે, હવે હું તે શું કરૂં !
તુંને ઘટે નહી જાવું વીર, મને મુકી એખલું—ભાઇ ઉઠ.

**સાયેર**—ઓ નીર ! નીર ! અરે ઉઠ મારા બાપ ! મા બાપ પુછસેતો હું શું જવાબ દઈશ ! હા દૈવ તેં આ શું કર્યું ! ( મુર્છા ખાઇ પડી જવું, પાછું શુદ્ધીમાં આવીને કેહેવું ) હવે ભાઇને અગ્નિદાહ આપવો, અને મારી પાસે એક પઇસો પણ નથી હવે હું શું કરૂં ! ( એકાએક હાથની પોંચી નજરે પડવાથી તે જોઇને બોલવું ) વારે દૈવ તેં આ સમામાં મારી પાસે આ પોંચી રેહેવા દીધી છે, એજ તારી કૃપા ! ચાલ, હવે જાઊં કફન લાવી ભાઈની ગતી કરૂં ! હા ! ( જાય છે. )

( ગુરૂડ પક્ષીનું આવવું, નીરનું ઝેર ચુસી લેવું, અને નીરનું હોંશીઆર થઇને બેઠું થવું. )

**ગરૂડપક્ષી**—અએ પુત્ર તું કોણ છે ? અને અહીંઆ કેમ આવ્યો છે ? તુંને તો સર્પ દંસ દાધો હતો, તે મેં ઝેર ચુસી લીધું, ત્યારે તું બેઠો થયો.

**નીર**—ઓ પશુઓનાં રાજા ? હું રાજા ચંદનનો પુત્ર છું, અને દુ:ખનો માર્યો અહીંઆ આવ્યોછું.

**ગરૂડપક્ષી**—અએ નીર આ મારી ચરક લે, કોઇ કુષ્ટી, યા પતીઅલને શરીરે લગાડસેતો સારૂં થશે ? બીજું આ ઝાડના પોલમાં અજંન છે તે લે ? અંધનીની આંખે લગાડસેતો તે દેખતો થસે, હવે હું જાઊં છું.

**નીર**—વારૂં, ગુરૂડજી જાવો, રામરામ છે હું તમારો ઉપકાર જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી ભુલનાર નથી. ( ગુરૂડનું જવું, નીરનું વીચારમાં પડવું અને ગમગીનીથી ગાએન કરવું. )

## ઝીલા—બરહુન્સ—ગજલ.

( ખબર લે અયે મસીહા તુ કંહા હયે. ) એ રાહ.

**નીર**—અરે ઈશ્વર હવે જાવું ક્યાં હું;
જોઊં મુખડાં ને ક્યાં પ્યારાઓના હું—ટેક.
વિખુટો વાહાલાઓથી, કીધો સુજને;
એવા મેં પાપ પેલે ભવ કર્યા શું—અરે ઈશ્વર.
નથી મળતો મને રસ્તો પ્રભુજી;
હવે જઇ કોને પુછું, ક્યાં પ્યારા હું—અરે ઈશ્વર.
( ત્યાં સનીદેવનું આવવું અને નીરને કેહેવું. )

**સનીદેવ**—અયે છોકરા તું કોણ છે? અને માહા અફસોસમાં કેમ પડ્યો છે?

**નીર**—ઓ માહારાજ હું દુઃખનો માર્યો વનમાં આવ્યો છું. મારી સાથે મારો મોટો ભાઈ હતો તે પ્રભુ જાણે ક્યાં ગયો, હવે તેને હું ક્યાં ગોતું અને ક્યાં જાઊં!

**સનીદેવ**—અરે હા હા, મેં આ રસ્તે જતા એક છોકરાને જોયો તે તારા જેવોજ હતો, અને તે રડતો રડતો જતો હતો, તું આ રસ્તે જા, તે તને મળસે.

**નીર**—વારૂ ભાઈ નમસ્કાર છે હું જાઊં છું. ( જાય છે. )

**સનીદેવ**—હવેતો ઠીક તાલ થયો, કામતો સતર આના થયું.
( સનીદેવ ગયા પછી સાયેર આવે છે અને બોલે છે. )

**સાયેર**—ઓહો! આતે શું આશ્ચર્યની વાત! મુડદું પણ પ્રભુ જાણે ક્યાં ગયું! વાહ દૈવ વાહ! ( ગમગીનીથી રૂદન કરે છે. )

### આસાવરી—ગજલ.

( પડગેલ છું વીખુટા પ્રીયા વિયોગથી તારા. ) એ રાહ.

મુજને મુકીને એકલું નોતું જવું પ્યારા;
તનડું બળે છે માહેરૂં વીજોગમાં તારા—ટેક.
ક્યાં જાઊંને શું કરૂં કંઇ સુજતુ નથી;
આવી દુઃખમાં કરની સાહે. વાહાલા ભાઇ તું મારા--મુજને.
રાજ પણ ખોયું પડયા, મા બાપથી જુદા;
એવી આગમાં બળતા ઉપર, મુકયાં તેં અંગારા—મુજને.
તારા પેહેલાં મારૂં મૃત્યુ કેમ ન આવ્યું;
છાતીમાં સમાતા નથી, આ વ્રેહેના ભારા—મુજને.
આ કરૂણ સમામાં તુજને ન ઘટે જાવું;
અરે પ્રભુ ક્યારે આવસે, આ દુઃખ તણા આરા—મુજને.

સ.યેર--વાહ દૈવ ? તારી અપાર લીલા છે, હવે વાણીઆને ત્યાં જઇને પેલી પોંચીતો લઊં, અને સામાન તેનો સ્વાધીન કરૂં ( જાય છે. )

## પ્રવેશ ૭ મો.

### સ્થળ--ઘર.

( સાયેર વાણીઆને ત્યાં આવે છે અને વાત કરે છે. )

**સાયેર**—ઓહો શેઠ, મુડદું પણ કોણુ જાણે કોઇ જનાવર ખાઇ ગયા કે ઈશ્વર જાણે ક્યાં ગયું ! તે માટે લો આ તમારો માલ અને મારી પોંચી આપો.

**વાણીઓ**—હોય ભાઇ હસે, જે બનવાનું હોય તે હર બાને બને છે, તેમાં કાંઇ આપણો ઉપાય છે ! હવે રસોઈ તૈયાર છે માટે પ્રસાદ લે, અને રાત્રી અહીંઆ રહી સવારે જજે.

( સાયેરે તેની વાત માની ત્યાં રેહેવું, મધ્ય રાત્રીએ વણીકે ચોર ચોર કરી બુમ પાડવી ત્યાં સીપાઇઓનું આવવું અને સાયેરને પકડીને બાંધવો, જમાદારે એક સીપાઇને રાજાને ત્યાં મોકલવો, સીપાઇનું જવાબ લઈને પાછું આવવું અને જમાદારને કેહેવું. )

**વાણીઓ**—ચોર ! ચોર ! ચોર !

**સીપાઈઓ**—ક્યાં છે ચોર ? ( વાણીઓ આંગળી કરી બતાવે છે અને સીપાઇઓ તેને પકડે છે. )

**સાયેર**—ભાઇઓ, મેં કાંઇ ચોરી કરી નથી અને એ વિશે હું કાંઈ જાણતો નથી !

**જમાદાર**—ચોરી ન કરી તો શાવકારે શું અમથી બુમ પાડી હશે નહીં ? ( સીપાઇને પુછે છે ) કેમ સીપાઇ રાજા પાસેથી શું હુકમ લાવ્યો ?

**સીપાઈ**—જમાદાર, સાહેબ રાજાએ કીધું છે કે એને ફાંસીએ લટકાવીદો.

**જમાદાર**—અગે સીપાઇ, જા પેલા ફાંસી આપવા વાલા ઢેડને તેડી લાવ ?

( સીપાઇ જાય છે અને ઢેડને તેડી લાવે છે. )

**ઢેડ**—ઓ ગરીબ પરવર, મા બાપ તમારા ઢેડા આવ્યા છે, હવે હું હુકમ દીયો ?

**જમાદાર**—અયે ઢેડ આ ચોરને ફાંસી આપ ? એને વાણીઆને ત્યાં ચોરી કરી છે.

**ઢેડ**—વારૂં હાહેબ બહુ હારૂં, જાણૌં છું. ( જાયછે )

## પ્રવેશ ૮ મો.

### સ્થળ-જંગલ

### ફાંસીનો દેખાવ.

( ઢેડ સાયેરને ફાંસી પાસે લઇ જવો ત્યાં સાયેરે ગમગીનીથી ગાયન કરવું. )

### ઓહુન્સ-ગજલ.

( હાય કયા બાતેં હે, પ્યારે એ સુનાયા તુને.) એ રાહ.

**સાયેર.**—વાહે પ્રભુજી ગમી વાત આ કેવી તુંને;
દાસ તારાની જોઇએ સારતો લેવી તુંને—ટેક.
મુકાવ્યું રાજ સર્વે, સ્નેહાથી જુદો કર્યો;
આવી શું ધ્યાનમાં.તકસીર તે એવી તુંને—વાહે,
એકતો માલ ગયો, વળી હું ચોર ઠર્યો;
બેગુન્હે ન ઘટે આ ફાંસીતો દેવી તુંને—વાહે.
મારા દુઃખમાંતો હવે નથી રહ્યું કાંઈ બાકી;
બીહાતો નથી હું સજા દે ગમે તેવી તુંને—વાહે.

( ઢેડ તેના ગળામાં ફાસો નાંખેછે તેટલામાં જેદેવશા વાણીઓ આવેછે તેને અટકાવેછે. )

**જેદેવશા**—અયે રખેસરો, ખબરદાર? શા માટે આ ગરીબને ફાંસી આપોછો.?

**ઢેડ**—હાહેબ એક વાણીઆને ઘેર એને ચોરી કીધી, માટે ફાંહી આપીએ છીએ મા બાપ.

**જેદેવશા**—અરે એને જો મુકી દેવોતો, હું મારા વાહાણમા બેસાડી, બીજે દેશ તેને લઇ જનઉં,

**ઢેડ**— વારૂ હાહેબ, લઇ જાવોતો ઘણું સારૂં હમે પણ હત્યામાંથી છુટીએ. ( ઢેડે છોડી દેવો અને જેદવશાએ સાથે લઇને જવું. )

---

# અંક ૪ થો.—પ્રવેશ ૧ લો.

## સ્થળ—રસ્તો.

**શનીદેવ**—ઓહો! રાજચંદન ઉપર દુઃખતો બહુ પડયું, ક્યાં રાજ અને ક્યાં જંગલમાં રખડવું, મલ્યાગરીનું વણજારા સાથે જવું રાજા ચંદનનું મચ્છીમારને ઘેર રેહેવું. નીરને સર્પ દંસવો સાયેર પર દુઃખનોતો કાંઇ પારજ નહી, હવે એનાં સાત વર્ષ પુરાં થવા આવ્યાં, માટે પ્રથમ જેવું સુખ હતું તેના કરતાં સોગણું સુખ હું આપુ તોજ હું શનીદેવ ખરો? માટે ચાલ હવે ત્યાં જઊછું. ( જાયછે. )

# પ્રવેશ ૨ જો.

## સ્થળ-દરબાર.

( જેદેવશાની સાથે સાયેરનું અચલાક પુરીમાં ઢોકલશીંગ રાજાની દરબારમાં જવું ને નમસ્કાર કરી બેસવું. )

**ઢોકલશીંગ**—ઓહો જેદેવશા ભલે આવ્યા કેમ સારી પેઠેતો છોના ?

**જેદેવશા**—હા સાહેબ તમારી કૃપા છે, તો હમે સદાએ ખેમ ખુશલ છઇએ, પણ સાહેબ તમારે ત્યાં રાજાઓ કેમ ભેળા થયા છે ?

**ઢોકલસીંગ**—અગે જેદેવશા, મેં એવું પન લીધું છે કે. આ મારો ઘોડો છે, તેની ઉપર કોઇથી બેસાતું નથી, માટે જો એ ઘોડા ઉપર કોઈ બેસીને ફેરવેતો, તેને હું મારી પુત્રી પરણાવું, તે માટે આ રાજાઓને ભેળા કર્યા છે પણ કોઇથી આ ઘોડો ચાલી શકતો નથી, માટે મને મોટી દલગીરી ઉત્પન્ન થાય છે.

( તે સાંભળી સાયેરે ઉભું થવું અને બે હાથ જોડીને બોલવું )

**સાયેર**—ઓ ગરીબ પરવર, તમારો હુકમ હોયતો હું ઘોડો ચલાવું.

**ઢોકલશીંગ**--બહુ સારૂં, તું ચલાવેતો, તુને મારી પુત્રી પરણાવું, અને મારૂં પણ સત રહે.

**જેદેવશા**—અરે હવે બેશ બેશ. એ ઘોડો તેં ચલાવ્યો? ફાંસી પરથી તો છોડવ્યો, તે શું ભુલી ગયો? હાથે કરીને મોત શા સારૂ માંગે છે?

**ઢોકલશીંગ**—અએ જેદેવશા, ના શા સારૂ કહોછો, ભલેને એ ઘોડે બેસે, એના ભાગ્યનો ઉદય થયો હશે તો. અને મારૂં પણ સત્ય રહેનાર હશેતો, ઈશ્વર એની લાજ રાખસે, તેમાં તમારૂં શું જાય છે. ( સાયેરને કહે છે ) બેસ, ઘોડે બેસ, છોકરા?

( સાયેરે ઘોડો ચલાવવો, વાણીઆનું આશ્ચર્ય થવું, રાજાએ પોતાની પુત્રીને સાયેર સાથે બ્રાહ્મણને બોલાવીને પરણાવવી.)

**જેદેવશા**--ભાઈ સાયેર હું તો જઇશ આપણે દેશ, તારો શું વિચાર છે?

**સાયેર**--તારેતો શેઠ હું તમારી સાથે આવીસ. ( રાજાને કહે છે ) પીતાજી? હમને આજ્ઞા આપો, હવે હમે હમારે દેશ જઇશું.

**ઢોકલશીંગ**--ઓ પુત્ર સાયેર, જવાએ નહી, આહીં રહો આ રાજ પણ તારૂંજ છે કેની.

**સાયેર**--ના પીતાજી, હું તો જેદેવશા સાથે આવ્યો છું. માટે હું તો એમની સાથેજ જઈશ, મને રજા આપો.

**ઢોકલશીંગ**--ઓ જેદેવશા, થોડા દીવસતો અહીં રહો, ઉતાવળા શું થયા છો?

**જેદેવશા**—નારે સાહેબ, હમારાથી રેહેવાય નહી, વાહણમાં માલ છે તે બગડી જાય.

( રાજા સાયેરને ઘણી દોલત તથા પોતાની પુત્રીને એક દાસી સાથે આપી વદાએ કરે છે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ-રસ્તો.

( નીરનું નરપતપુરમાં જવું ત્યાં ઘણાએક માણસો ભેળાં થયાં છે તે જોઇને પુછવું. )

**નીર**—ઓ ભાઇઓ આ ગામનું નામ શું છે? અને આ સરવે માણસો કેમ ટોળે મળ્યા છો?

**માણસો**—ઓ ભાઈ, નરપતપુર આ નગ્રનું નામ છે, સુખદેવ અહીંઆનો રાજા છે, તે અંગે કુષ્ટી અને આંખે આંધળો છે. તેને એવું પન લીધું છે કે આજ સુર્યાસ્ત થતાં સુધી, મારા દરદને સારૂં કરનાર ન મળ્યો તો, હું અગ્નિ સમર પણ લઇશ, માટે અહીંઆ સર્વે માણસો મળી વિચાર કરેછે કે હવે શું થશે!

**નીર**—અરે ભાઈઓ, એ દરદનું ઔષદ તો હું જાણું છું, માટે મને રાજા પાસે લઈ ચાલો, હું તેનું દરદ સારૂં કરીશ. (જાય છે)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ-દરબાર.

( માણસો નીરને લાવે છે. )

**માણસો**—ઓ ગરીબ પરવર, આ કોઈ પરદેશી વઈદ આવ્યો છે ને તે એમ કહુ છે કે તમારૂં દરદ હું સારૂં કરીસ, માટે એને હમો અહીંઆ લઇ આવ્યા છીએ માહારાજ.

**સુખદેવ**—અએ વઈદ, જો તું મારૂં દરદ મટાડશે તો હું તને વચન આપું છું કે મારી પુત્રીના સાથે લગન કરી આપું, અને મારૂં અડધું રાજ તને આપું એવું મારૂં વચન છે.

**નીર**—માહારાજ ઘણું સારૂં, આપો વચન.

( વચન આપે છે, નીર દવા કાડી લગાડે છે અને રાજાને સારૂં થાય છે. )

સુખદેવ—હાર વારે દૈવ! તારી ગતીનો કાંઇ પારજ નથી. આજે તેં મને નવો જનમ આપ્યો છે (નીરને જોઇ) પુત્ર તું કોણ છે. અને તારૂં નામ શું?

નીર—હું રાજા ચંદનનો પુત્ર છું. અને મારૂં નામ નીર છે, દુષ્ટ પુંદરીકે અમારૂં રાજ લઈ લેવાથી મારા માત પીતા. મારો મોટા ભાઇ, અને હું. ચારે જાણા જીવ બચાવીને નાઠા, ત્યારથી હમો છુટા પડ્યા છીએ.

(રાજા બ્રાહમણને બોલાવે છે અને નીરનાં લગન થાય છે, અને રાજયાભીષેક કરે છે.)

સુખદેવ—ચોપદાર આજથકી આપણા નગરમાં રાજા નીરની આણ ફેરવો કે સરવે રૈયત રાજા નીરના હુકમમાં વર્તે?

## પ્રવેશ ૫ મો.

### સ્થળ-રસ્તો.

(સાયેરનું નરપત પુરમાં આવવું, સીપાઈઓએ ઓળખવો, સાયેરને પકડી રાજા નીરની દરબારમાં લઇ જવો.)

સાયેર—ઓ ભાઈઓ મને શા માટે પકડો છો?

સીપાઈઓ—વાહ! ચોર થઈને, તું શાવકારીની વાતોતો બહુ સારી કરે છે, તને ફાંસી દેવા માટે મોકલ્યો હતો તે તુંજ કે બાજો કોઈ? માટે તને તો પાછી શીક્ષાજ થશે, પણ જો કે જે ઢેડાએ તને છોડી મુકયો છે, તેની શું ગતી થાય છે? (પકડીને લઈ જાય છે.)

## પ્રવેશ ૬ ઠો.

### નરપતપુરની દરબાર.

(નીર રાજ ચલાવે છે અને સીપાઈઓ સાયેરને પકડી લીઆવે છે.)

### પરજ-ચોપાઈ.

સીપાઈઓ—રાજા સાહેબ આ તસ્કર, જેને ફોડયું તું વણીકનું ઘર

ત્યાં એ જ્યારે થયો તો છતો, ત્યારે ફાંસી દેવા મોકલ્યો હતો;
લાલચ લીધી ત્યાં દેડે સહી, તેને ફાંસી દીધી નહી,
આજે પાછો નજરે પડયો, મેં લાવીને ઉભો કર્યો
ગમે તે એને સીક્ષા દીઓ, પગાર વધારવા મારો કહેં
(બન્ને ભાઇની એક નજર થવી અને નીરે સાયેરને ઓળખવે
અને તેને પુછ્યું.)

**નીર**—કોણ! મારો વાહાલો ભાઈ સાયેર તો નહી! (તખત ઉપ-રથી ઉઠે છે.)

**સાયેર**—કોણ! વાહાલો મારો ભાઈ નીર! (બન્ને જણા અરસ પરસ ભેટે છે.)

**નીર**—ખજાનચી મારા ભાઈને અમુલ્ય સરપાવ આપો?

(સાયેર પોશાક પેહેરી ગાદી ઉપર આવી બેસે છે.)

**સાયેર**—મારા પ્રિય બંધુ, મેં તો તને ઝાડની નીચે મરેલો મુક્યો હતો! ત્યાર પછી શું થયું કે આજ મારા મરી ગયેલા દીલને ઈશ્વરે એકાએક જીવતું કર્યું!

**નીર**—ભાઇ મને ગરૂડ પક્ષીએ બચાવ્યો, અને તેની કૃપાથી આ રાજ પણ હું પામ્યો, પણ તારી આ શું દશા થઇ!

### પરજ—ચોપાઈ.

**સાયેર**—પાણી લઇને આવ્યો હું, જોઊં ત્યાં તો નીર જીવતું;
અગ્નિદાહ તને દેવા માટે, કફન લેવા ગયો વણીકને હાટે;
પોંચી મુકી વણીકને તંહી, કાટ કફન મેં લાધું સહી;
પાછો આવી જોઊં જ્યાં, તારૂં શબ ન દીઠું ત્યાં;
ત્યાંથી પાછો આવ્યો ઘેર, જમાડયો મુજને રૂડી પેર;
મધરાતે મચાવ્યો શોર, બુમ પાડી કંઈ ચોર ચોર;
સીપાઇએ મુજને પકડયો સાર, ફાંસીનો કીધો નીરધાર;
જેદેવસાએ છોડાવ્યો, તેની સાથે અચલાકપુર ગયો;

પાછો આવતા પરણી નાર. વણીકે નાંખ્યો સમુદ્ર મોઝાર
ત્રુઠો મુજપર જગનો નાથ, લાગ્યું એક પાટીયું હાથ;
કીસ્મત જોગે આવ્યો અહીં, ત્યારે તુજને ભેટયો ભાઈ.

**નીર**—( ઘણો ક્રોધ યુક્ત થઈને સીપાઇઓને કેહેવું ) સીપાઇઓ? જુવો તે વાણીઆના વાહાણ બંદર ઉપર આવ્યાં કે નહી? જો તેના વાહાણ આવ્યાં હોય તો, જેદેવશાને પકડી મારી પાસે લાવો? અને જે વાણીઆએ મારા ભાઇને ફાંસી દેવડાવ્યો, અને જુઠી ચોરી ચઢાવી.તેના ઘરબાર લુટી લઇ ગામ બાહાર કાડી મુકો?

**સીપાઇઓ**—વારૂ, ગરીબ પરવર જેવો આપણો હુકમ ( સીપાઈઓ જાય છે અને નરપતીઓ વણજારો દાખલ થાય છે. )

**નરપતીઓ વણજારો**—ગરીબ પરવર રાજા સાહેબ, અમારી પોઠો આવી ચુકી છે, તેનું જે દાણ થાય તે જલદી ચુકાવી લીગો, વાર લાગસે તો અમારી બોન અમને વઢસે.

**નીર**—અરે ભાઇ, આવો તમે બેહેન પર પ્યાર રાખો છો તે તમારી બેહેન તમારાથી નાની છે કે મોટી?

**નરપતીઓ વણજારો**—માહારાજ તે કાંઇ મારી સગી બોન નથી અમો ફરતાં ફરતાં નર્મદા કીનારે ગયા હતા, ત્યાં એક બાઈ બેઠી બેઠી રોતી હતી, અને મેં પાસે જઇને પુછયું, કે તું કોણ છે? ત્યારે તેણે મને કહયું કે હું રાજા ચંદનની રાણી છું, અને મલ્યાગરી મારૂં નામ છે, હું દુ:ખીઆરી છું, મારો ભરથાર અને બે છોકરા આ નદીમાં તણાઈ ગયા. તે માટે હું બેઠી બેઠી રડું છું, એવું સાંભળવાથી મને દયા આવી. ને મેં તેને કહયું કે તું અમારી ધરમની બોન છે, ચાલ અમારી સાથે, તેજ હમારા સાથે છે, અને હમો તેના કહયા પ્રમાણે વરતીએ છીએ.

**નીર**—( આશ્ચર્ય પામી ) વારે રંગછેરે વણજારા તારા માત પીતાને

જા તેને બોલાવી લાવ? ખજાનચી, જાવો તમે એ વણજારા સાથે અને તેને લઈ આવો? ( જાય છે. )

**સીપાઈઓ**—માહારાજ, આ જેદેવશાને હમો પકડીને લાવ્યા છીએ એને ગમે તે શીક્ષા કરો?

**નીર**—સીપાઈઓ, એવો જે દુષ્ટ કુકર્મનો કરનાર તેને તમો મારી પાસે શા માટે લાવ્યા? આ ભરી સભાની અંદર એના જીવતા નખ ઉતારો? અને તરવાર વતે એના શરીરના કકડે કકડા કરી નાંખો?

**સાયેર**--ભાઇ આતો મોટી અણઘટતી વાત થાય છે.

**નીર**--ત્યારે મારા વાહાલા બંધુ તારો શું હુકમ છે?

**સાયેર**--મારા પ્રાણ પ્રીય નીર, હું જેમ કહું તેમ તું કરસે?

**નીર**--હા મારા પ્રીય બંધુ. અગર જો તારો હુકમ હોય તો હું એને ઠાર મારૂં?

**સાયેર**—નાના, ભાઇ, એવું આપણે ન ઘટે એણે મને જીવતદાન આપ્યું છે માટે એને છોડી દે.

**નીર**—અએ દુષ્ટ કર્મના કરનારા અધર્મી વણીક, તારાં મોટાં ભાગ્ય ઉદય થયાં કે મારા વાહાલા ભાઇને દયા આવી? નહીતો મારોતો કાંઇ બીજોજ વિચાર હતો પણ શું કરૂં કે મારાથી આજ્ઞા ભંગ થતી નથી, માટે તને છોડી દઊં છું.

**જેદેવશા**--માહારાજ, જે કાંઇ મારો અપરાધ થયો હોય તે મને ક્ષમા કરો.

**નીર**-અએ વણીક,ઢોકલસીંગ રાજાની પુત્રી તથા તેની દાસી ક્યાંછે?

**જેદેવશા**--માહારાજ વાહાણમાંજ છે.

**નીર**-સીપાઇઓ.જાઓ? અને જે માણસો આ વણીક તમારેસ્વાધીન કરે, તેને અતી સંભાલ, તથા આદરમાનથી અહીંઆ લીઆવો?

**સીપાઈઓ**--બહુ સારૂં માહારાજ, જેવી આપની આજ્ઞા (જાયછે.)
( મલ્યાગરીનું આવવું, સાયેર અને નીરે પગે લાગવું અને ભેટવું. )

**નીર તથા સાયેર**--ઓ મારી વાહાલી માતા! અમારો પ્યારો પીતા ક્યાં છે?

**મલ્યાગરી**--માહારા વાહાલા પુત્રો, આપણા દુઃખનો હવે અંત આવ્યો છે, વળી જ્યારે આપણે આવાં સંકટમાંથી બચ્યાં, ત્યારે તમારા પીતા પણ જીવતાજ હશે, માટે એમની શોધ કડાવો?

**નીર**--ગોર અમારા પીતાની શોધ કાડો? કેમ કે એ કામ તમારા વગર બીજાથી નહી બને.

**ગોર**--વારૂં માહારાજ, બહુ સારૂં, પણ મને કાંઇ નિશાની આપો, કે જેથી કરીને તમારા પીતાજીને વિશ્વાસ આવે.

**નીર**--વારૂ ગોર નીશાની મોટી આપું છું, એક આ અડધો દોહેરો, ગામે ગામ, અને શેહેર શેહેર, ગાતા ફરજો?

દોહરો.

ક્યાં ચંદન ક્યાં મલ્યાગરી, ક્યાં સાયેર ક્યાં નીર;

આ દોહરો તમારે બોલવો અને એનો જે જવાબ આપે તેજ અમારો પીતા કરી જાણવો, તે તમને જવાબ હું કહું છુ તે પ્રમાણે આપશે.

દોહરો.

જેમ જેમ પડેરે વિપતડી, તેમ તેમ સહે શરીર.

હવે જેમ બને તેમ જલદી જાવો, અને સારા સમાચાર લઈ આવો, અને અમારા પીતાને પણ લઈને આવજો.

**ગોર**—વારૂં ભાઈ જાવું છું. ( જાય છે )

## પ્રવેશ ૭ મો.

### સ્થળ-રસ્તો.

### દોહરો.

ગોર—ક્યાં ચંદન ક્યાં મલ્યાગરી ક્યાં સાયેર ક્યાં નીર;

અરે હું દેશો દેસ અને ગામો ગામ રખડ્યો, પણ ક્યાંએ ચંદનનો પત્તો લાગ્યો નહી. અને ભુખ તરસ વેઠતાં મારૂં તો, શરીર પણ સુકાઈ ગયું. ચાલવાની પણ શક્તિ હવે રહી નથી, ઓ દૈવ! અરે ક્યાંથી પણ રાજાચંદનને મેળવ કે મારી પણ આબરૂ રહે! અને વળી ઇનામ પણ મળે, કે જેથી મારો સુખે ગુજારો ચાલે, માટે ઓ પ્રભુ મને સાહે થા! [ વીચાર કરે છે ] હવે તો બાકી એક નર્મદા કીનારો રહ્યો છે, ચાલ ત્યાં જાઉં, જો ઈશ્વરની કૃપાથી મળે તો!

## પ્રવેશ ૮ મો.

### સ્થળ-માહાદેવનું મંદીર.

( રાજાચંદન ઇશ્વર પ્રાર્થના કરે છે. )

### કાફી-હોરી.

ચંદન—દીન દયાલ મોરારી, પ્રભુ છો દીન દયાલ મોરારી, તમે
સાહે કરોની અમારી—ટેક.
સેવકને તમે સાહે કરોછો, ભક્ત વછ્ળ બ્રદધારી,
જાણીને મુજને દાસ તમારો, વારે ચડોની અમારી—પ્રભુ.
માહા પાપી આ જગમાં ઉધર્યા. નામ તમારૂં સંભારી;
નામનું માહાતમ જાણે તમારૂં. રૂશી મુની બ્રહ્મચારી—પ્રભુ.
હાથ જોડીને તમને પ્રભુજી, પ્રણામું હું વારંવારી;
કાંતો આ પ્રાણ હરી લોને મારા, કાંતો મેળવ પુત્ર નારી-પ્રભુ.

પ્રિયા! મારી વાહાલી પ્રિયા! પુત્રો! મારા પ્રિય પુત્રો, દ્રઢ થાઓ, સુખી થાઓ, મારા દુઃખના દિવસનો હવે અંત આવ્યો છે, અને તેની સાથે મારા સંકટ પણ સમાપ્તિ પામશે. અહીયાં મારાં દુઃખ, મારો ખેદ અને મારી મોજનો છેડો આવે છે, મારી

વાહાલી, મારા પ્રિય પુત્રો! આ એક ક્ષણમાં આકાશના પંખેરૂની પેઠે હું સ્વતંત્ર થઇ પડવાનો છું!

આ ઘાતકી તરવાર આ પાપીના હાથથી એનું કામ પુરૂ કરસે! અરે પ્યાર! કસાઇ પ્યાર! તારી દોરી ઘણી મજબુત છે! ઘડી અને પળે તું મારી પ્રાણ પ્રિયા અને પુત્રોને યાદ લાવે છે! પણ નહી, હવે તો ભારે હિમ્મતથી તને મારે વશ કરવો જોઇએ! તારા પેચમાંથી હવે મારે છટકી જવું જોઇએ! અરે આ દુનિઆમાં મારા જેવા કેટલાં દુઃખી પુરૂષો આવી રીતે ભટકતાં હશે! પેહેલા પુત્રો, પછી પ્રિયા, અને છેવટે હું પોતે એ સર્વે શનીદેવના કોપનું બલીદાન થશે. હું સત્યને માટે મરૂં છું, અને મારા પુત્રો અને મારી પ્રિયા પણ સત્યને માટેજ મરતાં હશે. ત્યારે મારે મારા રદયને હવે પાતળું થવા દેવું ના જોઇએ. મારે હવે રાજી થઇને મરી પડવું અને મારા પાપ કર્મનું ફળ ગરીબ થઈને વેઠવું, (જુસ્સામાં) અરે બધા માણસ મરો, દેવતાઓનો અંત આવો, આકાશમાં ચળકતા તારાઓ ઝાંખા થઇ જાઓ, બધા માહાસાગરો સુકાઈ જાઓ, સર્વે પર્વતો અને ડુંગરો જમીનદોસ્ત થઈ જાઓ જુસ્સા ભરેલી લડાઇઓ થાઓ, લોહીની નદીઓ વેહેવાં માંડો, મારા સરખા લાખોને કરોડો માણસો આ પ્રમાણે માર્યા જાઓ તોએ પણ સત્યતાને શ્રેષ્ટપણે વર્તવા દો; સત્યતા સર્વની ચલાવનાર થવા દો, અને અને સત્યતા મનુષ્યોની અને દેવતાઓની છેલ્લી વારની શાન્તિ થવા દો. અહો સત્યતા! મારા રદયમાં બીરાજમાન થએલી સત્યતા! સઘળા મનુષ્યોને તારીજ બાંયે પકડીને ચાલવા દો. ઓ મારી પ્રાણપ્રિયા! મારા પ્રિય પુત્રો! મારા તમોને છેલ્લા પ્રણામ છે! અને છેવટે તમારા વિયોગમાને વિયોગમાંજ આ તરવારથી મારો પ્રાણ જનાર છે!

( ખાલેકા માલેકા ) એ રાહ.

પ્રિયાથી માહેરો કર કર મીલાપ—ઓ પ્રભુ;
જયાં પ્રિયા ત્યાંજ હું કરને મીલાપ—ઓ પ્રભુ;
મોત દે ઓ પ્રભુ આવીને—ઓ પ્રભુ;
આ અરજ મારી તું કર કબુલ—ઓ પ્રભુ;
લે કમલ પુજાય તું આવીને—ઓ પ્રભુ.

(એટલામાં ગોર આવે છે અને ચંદન જેવો તરવાર પોતાના ગળામાં મારવાં જાય છે તેવોજ તેના હાથમાંથી ખેંચી લે છે.)

ગોર—અયે જોગી એવો તે તું શું દુઃખમાં ગરક થઇ ગયો છે કે આપ ઘાત કરવાને તૈયાર થયો છે? (ચંદને જવાબ આપવો.)

( જીનેસે બેજાર હું માર તુ ) એ રાહ.

ચંદન—જીવ્યાથી બેજાર છું મારતું;
ખેંચની ભાઈ યે તલવાર તું—જીવ્યાથી.
કયાં ગયા પુત્રને પ્રિયા મારા;
તેથી કર એ હાર તું ઓ પ્રભુ આવાર તું—જીવ્યાથી.
તેથી દયા કરી દાસની વારે જલદી;
આ દુઃખમાંથી તાર તું આવીને કીરતાર તું—જીવ્યાથી.

ગોર—( દુર જઇને ) આ ગાયન ઉપરથી મારી ખાતરી થાય છે કે એજ પોતેજ રાજા ચંદન છે, પણ કંઇ નહી હું પેલો દોહોરો તો બોલું પછી તરત માલમ પડી જશે.

ગોર—કયાં ચંદન કયાં મલ્યાગરી, કયાં સાયેર કયાં નીર;
કોઈ હોયતો ભાઈ કહી દેજો? (એમ બે ત્રણ વખત બોલે છે, રાજા આશ્ચર્ય પામે છે અને બ્રાહામણને બોલાવે છે.)

ચંદન—ઓ માહારાજ, અહીંઆ આવો, અહીંઆ આવો?

ગોર—ઓ જોગી કેમ શું કહોછો?

ચંદન—માહારાજ, ફરીથી દોહરો બોલોની?

ગોર--ક્યાં ચંદન, ક્યાં મલ્યાગરી, ક્યાં સાયેર ક્યાં નીર;
**ચંદન**--(દલગીરીમાં) જેમ જેમ પડે વીપતપડી, તેમ તેમ સહે શરીર.
ગોર--જોગીરાજ મને માહા આશ્ચર્ય લાગે છે કે એ દોહરો તમે પુરો કર્યો!
**ચંદન**--કેમ માહારાજ, તમે શું આશ્ચર્યમાં પડ્યાછો કહોતો ખરા?
ગોર--એ જોગીરાજ, જે આ દોહરો પુરો કરે, તે તો સત્યવાદિ રાજાચંદન, માટે તમેતો રાજાચંદન ન હો!
**ચંદન**--હા મહારાજ, હું પોતેજ રાજાચંદન છું, શું કહોછો.
ગોર--તારેતો ચાલો ઉઠો, માહારાજ વેહેલા ઉઠો, હું તમારી સ્ત્રી તથા પુત્રોને મેળવું. (જાયછે)

## પ્રવેશ ૯ મો.

### સ્થળ-રસ્તો.

(વિદુષક અને પ્રધાન આવે છે.)

### ભઐરવી-ગરબી.

(ઓધવજી સંદેશો કેહેજો શામને.) એ રાહ.

**વિદુષક અને પ્રધાન**--આશો ગજબ ઇશ્વર તેં કીધો કારમો
પાડયો વિખુટો સતવાદી સરદારજો,
દયા કેમ ન આવીરે, નમેરો કેમ થયો,
ચંદન વિન હવે જીવવામાં ધીક્કારજો,
નીરલજ તારી છાતી કઠન આવી કેમ થઈ,
દયા દીલમાં લાવી કરને વીચારજો,
મેળાવ પ્રભુજી સ્નેહી ચંદન રાયને,
જે છે અમારા હૃદયાં કેરો હારજો.

**પ્રધાન**--વિદુષક હવેતો આખરી થઈ, કેમકે હેવો કોઇ દેશ નથી કે આપણા જોવામાં ન આવ્યો હોય, માટે હવે આપણો અન-

દાતાર જે ચંદન તેનો મેલાપ થાય એવું તો મને કાંઇ જણાતું નથી, માટે હવે શું વિચાર કરવો ?

**વિદુષક**—પ્રધાનજી હવે વિચાર કરવાનો કાંઇ બાકીજ રહ્યો નથી કેમકે આપણે બધા દેશો દેશ ફર્યા પણ આ શેહેર બાકી છે, તેમાં તપાસ કરીએ, માટે ચાલો.

**પ્રધાન**—ચાલ વિદુષક શોધીએતો ખરા, પછી આપણા ફીસ્મત

(જાય છે.)

(રાજા ચંદન તથા ગોર આવે છે.)

**ચંદન**—માહારાજ હજુ કેટલુંક ચાલવાનું છે. ચાલતાં ચાલતાં મારાતો પગ દુખી ગયા. તમો મને ઠગતા તો ન હો !

**ગોર**—અરે મહારાજ, હજીતો આપણે આજ સાંજે શેહેરમાં જઇ પુગસું. (જાય છે.)

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ-દરબાર.

(સીપાઈઓ સાયેરની સ્ત્રીને લઇ આવે છે સાયેર ભેટે છે, મલ્યાગરીને પગે લાગે છે, એટલી વારમાં રાજા ચંદન અને ગોર આવે છે.)

**સીપાઇઓ**—માહારાજ, પેલા વણીકના વાહાણમાંથી ઢોકલશીંગ રાજાની પુત્રીને લાવ્યા છીએ અને વણીકને છોડી મુકયો છે.

**નીર**—વારૂ સીપાઇઓ બહુ સારૂં કર્યું.

(ગોર અને રાજાચંદન આવે છે.)

**ગોર**—મહારાજ, એ મહારાજ, આમ આવો કાંઇ લાવ્યો છું.

(મલ્યાગરી, સાયેર, નીર અને રાજાચંદન એ ચારે જણાની નજર એક થવાથી ભેટે છે.)

**ચંદન**—ઓહો મારી પ્રિયા ને મારા પુત્રો !

**નીર**--ખજાનચી મારા પીતાને અમુલ્ય પોશાક આપો?
ગોર--કેમ માહારાજ હવે સાચું કોણ તમે કે હું? મને તમો કેહેતા હતા કે ઠગતો તો ન હોય?
**ચંદન**--માહારાજ, મારી ભુલ થઇ છે, તે માટે મને ક્ષમા કરો.
ગોર--અરે નારે માહારાજ, તેનું તો કાંઇ નહી, પણ માહારાજ મને કાંઈ?
**નીર**--જાઓ ગોર મેં તમને ઇનામમાં દશ ગામો આપ્યા?
ગોર--સારૂં માહારાજ સુખી રહો, ને તમારી જય જય થાવો.

( શનીદેવનું આવવું. )

**શનીદેવ**--અએ સતવાદી રાજાચંદન, ધન્ય છે તારી ધીરજને કે તારા જેવા પુરૂષો જગતમાં થોડાજ હશે, હું શનીદેવ છું, અને તારા ઉપર પ્રસન્ન છું, માટે માંગ માંગ શું માંગે છે?
**ચંદન**--( ઘુંટણે પડીને ) માહારાજ, હું એજ માગુંછું કે આવું દુઃખ કોઇને નહીં દેતા, કેમ કે આવી ધીરજ અને આવાં કષ્ટ બીજાથી સહન નહી થાય.
**શનીદેવ**--રાજા, તથાસ્તુ! યા મનુષ્યજન જે કોઇ આ તારી પવીત્ર કથાને સાંભળસે, યા બીજાને સંભળાવસે તેને હું શનીદેવ કદાપી પીડા કરનાર નથી.
**ચંદન**--બહુ સારૂં માહારાજ, બીરાજો આ આસનેં.
( શની બેસે છે, બધા ઉભા રહે છે, અને તેટલામાં વિદુષક તથા પ્રધાન આવે છે.
**ચોપદાર**--માહારાજ, આપણી દરબારમાં આવવાની ઉમેદથી બે જોગીઓ બહાર ઉભા છે, હુકમ હોય તો આવવા દઊં.
**ચંદન**--બહુ સારૂં બેલાસક આવવાદે. ( આવે છે ) જોગીઓ તમે શું ઉમેદ રાખીને આવ્યા છો, અને શું હુનર જાણો છો?
**વિદુષક**--માહારાજ, હમે ગાવાની કળા બહુ સારી જાણીએ છીએ.

**ચંદન**—ત્યારે બહુ સારૂં, શું જાણો છો, ગાઓ ?
**પ્રધાન**—(બાજુએ) વીદુષક આજ આપણો રાજા છે.
**વિદુષક**—પ્રધાનજી કેમ છે. આ પ્રાણ બગાડો છો કે શું, ઉતાવળા ના થાવો ? જુવોતો ખરા, એમના મોઢેથી બોલાવું કે હું રાજાચંદન પછી કેમ ?
**પ્રધાન**—હા ઠીક છે ત્યારે ચાલ ગાયેન ગાઇએ. (ગાય છે)

**ભઐરવી–ઠુમરી.**

(ક્યાં ગયો શાહાજાદા જાની પ્યારો.) એ રાહ.

ક્યાં મળસે ચંદન પ્યારો, જીવ તલપે છે હમારોરે—ટેક.
દેશો દેશ અને જંગલે જંગલ, ફરતાં ન આવ્યો આરોરે—ક્યાં.
વિજોગના દુઃખનો માથેથી, ક્યારે ઉતરશે ભારોરે—ક્યાં.
આણો દયા પ્રભુજી મેળવ ચંદન. ચંદન વીન જગ ખારોરે—ક્યાં.

(આ ગાયન સાંભળી બધા આશ્ચર્ય પામે છે.)

**ચંદન**—અરે આ કોણ ! વીદુષક અને પ્રીય પ્રધાનતો ન હોય ! હુંજ રાજા ચંદન છું.

(રાજાને ભેટે છે અને મલ્યાગરીને પગે લાગે છે અને બહુ આનંદ પામે છે.)

**મલ્યાગરી**—પ્રાણનાથ, આ વણજારાએ મારો પ્રાણ બચાવ્યો હતો.
**ચંદન**—શું આ વણજારાએ તારો પ્રાણ બચાવ્યો હતો ?
**મલ્યાગરી**—હા સ્વામીનાથ.
**ચંદન**—અએ વણજારા તેં મારી પ્રીયાનો પ્રાણ બચાવ્યો છે, તેથી આ રાજયાસન તને સોંપું છું, અને તું સારી રીતે રાજ ચલાવજે.
**વણજારો**—સારૂં માહારાજ, મારૂં ભાગ્ય ખુલ્યું ખરૂં.

(વીદુષક રીસાઇ જાય છે અને એને રાજા સમજાવે છે.)

**ચંદન**—કેમ વીદુષક શું છે, તું દલગીર શા માટે થાય છે ?
**વિદુષક**—હા ! આ ગધેડા ચારને રાજ્ય આપ્યું, અને હમો દેશો

દેશ, જંગલે જંગલ, ગામે ગામ, અને શેહેરે શેહેર ફર્યા તો કાંઇ નહીં, એ કેવો ઊંધો ન્યાય ?

**ચંદન**—મારા ભલા વિદુષક શા માટે તું ગભરાય છે, આપણી જે ચંદનાવતી છે, તે તારેજ માટે છે કેની.

**વિદુષક**—અરે ત્યાંતો પેલું પાપ બેઠેલું છે. તેનુ નામ નાલ્યો.

**રાનીદેવ**—અએ રાજાચંદન, રાજા પુંદરીક તો મરણ પામ્યો છે જા તું ચંદનાવતી નગરીનું રાજ્ય કર ?

**વિદુષક**—ઓહો, ઓહો, ધરણ છુટું, ધરણ છુટું વાહ ! વાહ !

( કૃષ્ણ વઇમાનમાં આવે છે. )

**કૃષ્ણ**—અયે સત્યના સ્તંભ રાજાચંદન, તેં પુર્વે પાપ કર્યા હતાં તેથી તને દુઃખ પડયું તેમાં કાંઇ રાનીનો અપરાધ નથી, હવે હું તારા ઉપર પ્રસન્ન છું, માંગ માંગ વર માંગ ?

**ચંદન**—માહારાજ, મને તમારી ભગ્તિ પ્રાપ્ત થાય, અને ફરીથી બીજો જન્મ ન ધરૂં.

**કૃષ્ણ**—તથાસ્તું !!!

### ઝીંઝોટી—દાદરો.

( દર ચાલે હાલે દીલમાં નોંધીલો. ) એ રાહ.

**બધા**—ઓ ઇશ્વર જગ કર્તા તારી, છે અકલ કળા સૌથી ન્યારી;
કરી હમપર મેહેર કૃપા ધારી, કીધો તેં ખેલ પુરો આરી;
અએ મંગલ મુરતી વિઘ્નઆરી, છે અક્કલ કળા સૌથી ન્યારી.
ઉમેદ પુરી થઇ હમારી, આવી સાહ્ય કરી તેં મોરારી;
પ્રણામ કરીએ વારંવારી, સેવકના છો તમે સુખકારી;
જઇએ તમો ઉપર હમે બલીહારી, છે અક્કલ કળા સૌથી ન્યારી.
મનકા પાપીને તેં તારી, ધાર કરી અલ્યા નારી;
વંદાને તેં મસ્તક ધારી, ગુણ ગાઇએ તમારા લલકારી;
કરજે તું અંતગતી સારી, છે અક્કલ કળા સૌથી ન્યારી.

# મેહેતા જમનાદાસ ભગવાનદાસની કુંપનીએ પ્રગટ કરેલાં પુસ્તકો.

—૦—

| શાળોપયોગી પુસ્તકો. | રૂ. આ. પૈ. |
| --- | --- |
| સેન્ડફર્ડ મર્ટનના મિનીંગ (૧૫૦ પાનાના) ... ... | ૦—૧૨—૦ |
| રાયલ સ્કુલ પ્રાઇમરના મિનિંગ ... ... ... | ૦—૪—૦ |
| રાયલ રીડર નં૦ ૧ લાના મિનિંગ ... ... ... | ૦—૬—૦ |
| રાયલ રીડર નં૦ ૨ જાના મિનિંગ ... ... ... | ૦—૮—૦ |
| રાયલ રીડર નં૦ ૩ જાના મિનિંગ ... ... ... | ૦—૧૦—૦ |
| રાયલ રીડર નં૦ ૪ થાના મિનિંગ ... ... ... | ૦—૮—૦ |
| રાયલ રીડર નં૦ ૫ માના મિનિંગ ... ... ... | ૦—૧૨—૦ |
| હાવર્ડ કૃત પ્રાઇમરના મિનિંગ (મોટા)... ... ... | ૦—૪—૦ |
| હાવર્ડ કૃત અંગ્રેજી બીજી ચોપડીના મિનિંગ... ... | ૦—૬—૦ |
| ફારસી આમાદન નામાનો અં૦ ગુ૦ તરજુમો ... | ૦—૨—૦ |
| શાળોપયોગી કોષ્ટકો ... ... ... ... ... | ૦—૧—૦ |
| **વારતાઓના પુસ્તકો.** | |
| સુડા બોતેરી ... ... ... ... ... ... | ૩—૦—૦ |
| ગીરધર કૃત રામાયણ ... ... ... ... ... | ૨—૮—૦ |
| જાળંધર આખ્યાન ... ... ... ... ... | ૧—૮—૦ |
| મોટા ઓખાહરણ ... ... ... ... ... | ૧—૮—૦ |
| મૃદાલસા આખ્યાન ... ... ... ... ... | ૦—૮—૦ |
| સ્ત્રી વિલાસ ગરબાવળી ... ... ... ... ... | ૦—૮—૦ |
| દલપત અને ધનપાળની વાર્તા ... ... ... ... | ૦—૨—૦ |
| સજ્જનતા મેળવવાના સાધન ... ... ... ... | ૦—૨—૦ |
| પાર્વતિ લક્ષ્મીજીનો સંવાદ ... ... ... ... | ૦—૧—૦ |
| ડ્રીલ શીખવાની ચોપડી ... ... ... ... | ૦—૮—૦ |
| ક્રીકેટ ગાઈડ ... ... ... ... ... | ૦—૧—૦ |
| ટુચકા સંગ્રહ (મનોરંજક વારતાઓ) ... ... | ૦—૮—૦ |
| મુરખાની વારતા... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| અભીમન્યુનો ચક્રાવો ... ... ... ... ... | ૦—૮—૦ |

## ઉરદુ હરફમાં છાપેલાં પુસ્તકો.

| | |
|---|---|
| તોહફએ દીલ પઝીર ( બનજારા ) ... ... ... | ૦—૧—૦ |
| ગુલશને બાહાર અફઝા ( ઉર્ફે નઈ ઇન્દર સભા ) ... | ૦—૨—૬ |
| નકશે સુલેમાની ... ... ... ... ... ... | ૦—૨—૬ |
| અન્જામે સખાવત ( ઉર્ફે બાદશાહે ખોદાદોસ્ત ) ... | ૦—૫—૦ |
| અલીબાબા અને ચાલીસ ચોર... ... ... ... | ૦—૩—૦ |
| ગુલશને બેદાદ ( ઉર્ફે શીરીં ફરહાદ ) ... ... ... | ૦—૩—૦ |
| ગુલશને બેખાર ( ઉર્ફે બુલબુલે બીમાર ). ... ... | ૦—૩—૦ |

## નાટકના પુસ્તકો.

| | |
|---|---|
| ગુલશને બેખાર ઉર્ફે તમાશાહાએ પુરબહાર ( કે જેની અંદર ૯ ઉર્દુ ખેલો, બે જલસા, બંદગીઓ, બન્જારાના ગાયનો, તથા મુજરાઓમાં ગવાતી ૧૫૦ ગજલોનો સંગ્રહ કીધોછે ... ... ... ... ... ... | રૂ. આ. પૈ. ૧—૪—૦ |
| ચંદ્રસેનને ચંદ્રપ્રભા નાટક. ... ... ... ... | ૦—૮—૦ |
| છેલ સેલાણી અને વિક્રમ ચરીત્ર નાટક. ... ... | ૦—૬—૦ |
| તમાશાએ નતિજએ અસ્મત... ... ... ... | ૦—૬—૦ |
| ચંદ્ર ચંદ્રીકા નાટક. ... ... ... ... ... | ૦—૬—૦ |
| માલીની નાટક ... ... ... ... ... ... | ૦—૬—૦ |
| અન્જામે સખાવત ( ઉર્ફે બદશાહે ખોદાદોસ્ત ) ... | ૦—૫—૦ |
| ચંદન મલ્લાગરી નાટક ( ચોથી આવૃત્તિ ). ... ... | ૦—૪—૦ |
| તમાશાએ ચાંદણી. ... ... ... ... ... | ૦—૪—૦ |
| મકેઝના ( ઉર્ફે અફસરે ચરત્તર ) ... ... ... | ૦—૪—૦ |
| ગુલશને બેદાદ ( ઉર્ફે શીરીં ફરહાદ ) ... ... ... | ૦—૪—૦ |
| તોહફયે દીલકશા ( ઉર્ફે નઇ ઈન્દર સભા ) ... ... | ૦—૩—૦ |
| સોબતે અસર અથવા મોહન દુઃખદર્શક ... ... | ૦—૩—૦ |
| નકશે સુલેમાનીનો ઉરદુ ખેલ ... ... ... ... | ૦—૩—૦ |
| ગુલશને બાહાર અફઝા ( ઉર્ફે નઇ ઈન્દર સભા ) ... | ૦—૨—૬ |
| મઝહબે ઇશ્ક ( ઉર્ફે બકાવ્લીઓ તાજુલમુલ્ક ) ... | ૦—૩—૦ |

અન્જામે સુખન ( ઉર્દૂ તીરીયા ચરત્તર ) ... ... ૦—૩—૦
ગુલશને બેખાર ( ઉર્દૂ બુલબુલે બીમાર. ) ... ... ૦—૩—૦
અલીબાબા ચાલીસ ચોર... ... ... ... ... ૦—૩—૦
ઇશ્ક નવ બાહાર ( ઉર્દૂ ચંદ્રબદન મોહીયાર )... ... ૦—૨—૦
નંદરાજા અને સતિ સુલોચનાના ગાયનો ... ... ૦—૨—૦
ધ્રુવ આખ્યાનના ખેલમાં ગવાતાં ગાયનો ... ... ૦—૧—૬
રસીકાનો અતિ રમુજી ફારસ ... ... ... ... ૦—૧—૦
નવા હરિશ્ચંદ્ર તારામતિના ના૦ ગવાતાં ગાયનો ... ૦—૧—૦
નવા નળદમયંતી નાટકમાં ગવાતાં ગાયનો ... ... ૦—૦—૯
તોહફએ દીલપઝીર ગાયન ( ના૦ ત૦ બનજારા ) ... ૦—૦—૯
વિધવા દુઃખદર્શક ( વાંઢાનો વરઘોડો )... ... ... ૦—૪—૦
સવાફા ઠગનો રમુજી ફારસ ... ... ... ... ૦—૧—૬
ચાલાક શકરબી તથા ગુરૂજીની ગડબડનો ફારસ. ... ૦—૧—૩
શ્રીકૃષ્ણવીલાસ ગાયન ... ... ... ... ... ૦—૨—૦

**બીજાં નાટકના તથા પરચુરણ પુસ્તકો. રૂ. આ. પૈ.**

હિંદુસ્તાની ગાયન સંગ્રહ ભાગ ૧, ૨, ૩, દરેકનો... ૧—૦—૦
સીતમે હામાન ઉર્દૂ ફરેબે અન્તજીલ... ... ... ૦—૮—૦
અંજામે ઉલ્ફત ઉર્દૂ હુમાયન નાસીર... ... ... ૦—૬—૦
જફાએ સીતમગર ... ... ... ... ... ૦—૬—૦
બેનજીર બદરે મુનીર ... ... ... ... ... ૦—૪—૦
પુરન ભગત ... ... ... ... ... ... ૦—૪—૦
ફીસાનએ અજાઇબ. ... ... ... ... ... ૦—૮—૦
હાતબીન તએ ઉર્દૂ અફસરે સખાવત... ... ... ૦—૬—૦
સએફુસ સુલેમાન... ... ... ... ... ... ૦—૬—૦
ઇન્સાફે માહમુદશાહ ગજનવી... ... ... ... ૦—૮—૦
જુલ્મે અઝલમ ઉર્દૂ જૈસા બો વૈસા લો. ... ... ૦—૬—૦
ફરેબે ફીત્ના ઉર્દૂ ચાહતે જર ... ... ... ... ૦—૬—૦
ખ્વાબે મોહબ્બત... ... ... ... ... ... ૦—૬—૦

| | |
|---|---|
| અજાએબાતે પરસ્તાન ... ... ... ... ... | ૦—૬—૦ |
| ગુરૂરે રાજ્દશાહ ... ... ... ... ... ... | ૦—૬—૦ |
| આશકકા ખુન, દામન પે ધબ્બા. ... ... ... | ૦—૮—૦ |
| અલાદીન ... ... ... ... ... ... ... | ૦—૩—૦ |
| તીલસમે જોહરા... ... ... ... ... ... | ૦—૩—૦ |
| લયેલી મજનું ... ... ... ... ... ... | ૦—૪—૦ |
| છેલ બટાઉ મોહેના રાની ઔર હવાઈ મીજલસ ... | ૦—૪—૦ |
| જાંગીરશાહ ગોહર. ... ... ... ... ... | ૦—૩—૦ |
| શકુન્તલા ... ... ... ... ... ... ... | ૦—૩—૦ |
| સદેવંત સાવલીંગા. ... ... ... ... ... | ૦—૧—૬ |
| કામસેન રસીકાના ગાયન. ... ... ... ... | ૦—૧—૦ |
| સીતાહરણ નાટક... ... ... ... ... ... | ૦—૮—૦ |
| ઓખાહરણનો ઓપેરા... ... ... ... ... | ૦—૧—૦ |
| રૂકસમણી હરણ ... ... ... ... ... ... | ૦—૧—૦ |
| સંગીત ગાયન સંગ્રહ ... ... ... ... ... | ૦—૮—૦ |
| કામસેન નાટક ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| ગોપીચંદ નાટક ( ગુજરાતી ) ... ... ... ... | ૦—૮—૦ |
| મૃચ્છકટીક નાટક... ... ... ... ... ... | ૦—૮—૦ |
| કરણ ઘેલાના ગાયન ... ... ... ... ... | ૦—૧—૦ |
| લલિતા દુઃખદર્શક... ... ... ... ... ... | ૦—૮—૦ |
| નળદમયતી... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| મદાલસા ... ... ... ... ... ... ... | ૦—૧—૦ |
| વિરસિંહ ચન્દ્રિકા... ... ... ... ... ... | ૦—૧—૦ |

એ સિવાએ દરેક જાતની નાટકની, વારતાઓની, અંગ્રેજી, ગુજરાતી, ઉરદુ ચોપડીઓ પણ મળસે, જથ્થાબંધ લેનારને કમીશન ઘણુંજ સારૂં આપવામાં આવશે.

**મેહેતા જમનાદાસ ભગવાનદાસની કુંપની;**

મૅનેજર—**જમનાદાસ ભગવાનદાસ,**

ઠેકાણું—મુંબઈમધ્યે ભુલેશ્વર આગળ.

દમણાજ છપાઈ બાહેર પડો છે.

# ગુલશને બેખાર

ઉર્ફે

## તમાશાહાએ પુર બહાર.

( કે જેની અંદર નીચે લખેલા ફરદ ખેલો, બે જલસાઓ, બંદગીઓ, બનજારાના ગાયનો, તથા મુજરાઓમાં ગવાતી મશહુર ૧૫૦ ગજલોનો સંગ્રહ કીધો છે. )

## ખેલોના નામ.

૧ અન્જામે સખાવત.
૨ નકશે સુલેમાની.
૩ નઈ ઈન્દર સભા.
૪ તમાશાએ ચાદણી.
૫ બકાવલીઓ તાજુલમુલ્ક.
૬ શીરીન ફરહાદ.
૭ અલીબાબા ચાલીસ ચોર.
૮ ચન્દ્રબદન મોહીયાર.
૯ મક્રેઝના ( અક્સરે ચરતર. )
૧૦ બે જલસા.
૧૧ બંદગીઓ.
૧૨ બનજારાના ગાયનો.
૧૩ મુજરાઓમાં ગવાતી ૧૫૦ ગજલો.

## કિમ્મત રૂપીઓ સવા.

આ પુસ્તક ઘણુંજ સરસ અને રમુજી ૭૦૦ પાનાનું છપાયું છે જેની ખુબી વાંચ્યા બાકી કદાપી માલમ પડશે નહી. બે નકલ મંગાવસે તેની પાસેથી પોસ્ટેજ ખરચ લીવામાં આવસે નહી.

**જમનાદાસ ભગવાનદાસની કંપની,**

પ્રગટ કરનાર;

**ઠેકાણું :—મુંબઈમધ્યે ભુલેશ્વર આગળ.**

# જાહેર ખબર.

**આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી વેચાતી મળસે.**

**મુંબઈ**—રામવાડી આગળ બુકસેલર સોરાબજી હોરમસજી માસ્તરની દુકાનેથી. તથા દામોદર ઈશ્વરદાસની દુકાનેથી તથા ગણેશવાડીને નાકે બાળકૃષ્ણ લક્ષ્મણની દુકાનેથી તથા પાંચપોની આગળ ધિ બુકસેલીંગ અને જનરલ એજનસી-માંથી તથા કાજી ફતેહ મહમદ નુરમહમદની દુકાનેથી, તથા મુલ્લાં નુરૂદીન જીવાખાનની દુકાનેથી વેચાતી મળસે.

**સુરત**—બુકસેલર કરસનદાસ નારણદાસની દુકાનેથી તથા પોરટવાળા મનચેરજી જમસેદજીની દુકાનેથી વેચાતી મળસે.

**વરોડરા**—બુકસેલર રણછોડલાલ મોતીરામની દુકાનેથી મળસે

**અમદાવાદ**—બુકસેલર જગજીવન દલપતની દુકાનેથી મળસે.

**ભાવનગર**—વોરા અબુદુલહુસેન આદમજીની દુકાનેથી મળસે.

**કરાંચી**—શેખ નુરૂદીન જીવાખાનની દુકાનેથી તથા બુકસેલર સુંદરજી વીસરામની દુકાનેથી વેચાતી મળસે.

**હૈદરાબાદ સીંધ**—હકીમ ઇશ્વરદાસ કીરતરાયની દુકાનેથી મળસે

**સક્કર**—ઈશરદાસ નેહાલચંદની દુકાનેથી મળસે.

**કચ્છમાંડવી**—નાગોરી ચાંપસી ખીમરાજની દુકાનેથી મળસે.

જથ્થાબંધ મંગાવનારા બુકસેલરોએ નીચે લખેલે ઠેકાણેથી મંગાવી લેવી. કમીશન ઘણું સારૂં આપવામાં આવસે.

**મેહતા જમનાદાસ ભગવાનદાસની કુંપની,**

**મેનેજર—જમનાદાસ ભગવાનદાસ;**

**ઠેકાણું—મુંબઈમધ્યે ભુલેશ્વર આગળ.**